# OUTLINES

OF THE

# HISTORY OF INDIA.

FOR THE USE OF

Students of Anglo-Vernacular Schools.

BY

**J. F. MADAN.**

Assistant Master, Elphinstone High School.

**Second Edition**



**Bombay:**

**PRINTED AT THE RIPON PRINTING PRESS.**

**1889.**

*Price Six Annas.*

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

પેહેલા ત્રણ અંગ્રેજી ધોરણ શિખતા
વિદ્યાર્થિઓને માટે.

રચનાર

**જ. ફ. માડન**

એસીસ્ટંટ માસ્તર,

એલફીન્સ્ટન હાઇ સ્કૂલ.

બીજી આવૃત્તિ.

મુંબઇ:

રિપન પ્રિન્ટિંગ પ્રેસ.

૧૮૮૯.

કિંમત ૭ આના.

# પ્રસ્તાવના.

આ ગ્રંથ પેહેલા ત્રણ ધોરણના ઇતિહાસના વિષયને બરાબર અનુસરતી કોઇપણ ચોપડી ગુજરાતી ભાષામા ન હોવાથી શિક્ષકો તેમજ વિદ્યાર્થિઓને ઘણી અડચણ પડતી આવી છે. આ અડચણ મટાડવાના હેતુથી આ નાનો ગ્રંથ રચ્યો છે, જે પુરતી સગવડ સાથે ધોરણોની મતલબ પાર પાડશે એવી આશા રાખવામાં આવે છે.

આ ગ્રંથમાં મોટા અને નાના બે જાતના ટાઇપ વાપરેલા છે, તેમાં મોટા ટાઇપમાં છાપેલી બીના પેહેલા ધોરણ શીખતા વિદ્યાર્થિઓને પુરતી થઇ પડશે. બીજા અને ત્રીજા ધોરણમાં મોટા ટાઇપની બાબદોની સાથે નાના ટાઇપમાં છાપેલી બીના પણ જાણવાની જરૂર છે.

આ ગ્રંથની રચનામાં શિક્ષકોને કાંઇપણ ખામી દેખાય, અથવા તેમાં કાંઇ વધારો ઘટાડો કરવાની જરૂર માલમ પડે, તો રચનાર ઉપર તે લખી જણાવવાની મેહેરબાની કરવી, જેથી બીજી આવૃત્તિમાં ઘટતો ફેરફાર કરવાનું બની આવે.

**જ. ફ. માડન.**

મુંબઇ, તા૦ ૧૦ મી જુન ૧૮૮૯

# हिंदुस्ताननो इतिहास.

## પ્રકરણ ૧ લું.

### પ્રાચીન અને મધ્ય કાળ.

૧. **હિંદુસ્તાન.**—પ્રાચીન કાળથી આપણા દેશના બે મુખ્ય ભાગ ઠરેલા છે:—(૧) હિમાલય પર્વતથી નર્મદા નદી સુધીનો દેશ (હિંદુસ્તાન); (૨) નર્મદા નદીની દક્ષિણે આવેલો મુલક (દખણ). આગલા વખતના હિંદુ ગ્રંથકર્તા નર્મદાની ઉત્તરે આવેલા દેશને 'આર્યવર્ત' કરીને લખી ગયા છે, કેમકે હાલના હિંદુઓના (તેમજ યુરોપીયન અને પારસીઓના) વડીલો 'આર્ય' નામથી ઓળખાતા હતા. અસલી ઇરાનીઓના પુસ્તકમાં સિંધુ નદીને કાંઠે વસનારા લોકોને હિંદુ કરીને કહ્યા છે, તે ઉપરથી મુસલમાન લોકોએ નર્મદાની ઉત્તર તરફના દેશનું નામ હિંદુસ્તાન, અને ત્યાં વસતા આર્ય લોકોનું નામ હિંદુ કરીને આપ્યું એવું ધારવામાં આવે છે. હાલના વખતમાં દખણ સહિત આખા દેશને પણ હિંદુસ્તાન કહે છે.

૨. **આર્ય લોકની હિંદુસ્તાન ઉપર સ્વારી.**—ઘણા પ્રાચીન કાળમાં, આશરે ૪૦૦૦ વર્ષ ઉપર, આર્ય લોકની એક શાખા તેમના મધ્ય એશિઆ માહેલાં રેહેઠાણમાંથી નિકળીને હિંદુકુશ પર્વતને માર્ગે હિંદુસ્તાનમાં પેઠી; અને પેહેલાં પંજાબમાં વસ્તી કરી રહી. પંજાબની નદીઓને કાંઠે કેટલીક સદી સુધી રહ્યા પછી જ્યારે તેમની સંખ્યા અને બળ

ઘણું વધ્યું, ત્યારે તેઓએ ગંગા નદીને કાંઠેના મુલકો ઉપર ચઢાઇ કરી; અને ત્યાંના મૂળવતનીઓને પર્વતો અને જંગલોમાં હાંકી કાઢીને તે ફળવંત દેશના ધણી થઇ પડયા.

**૩. અસલી હિંદુઓના ચાર વર્ગ.**—જેમ જેમ આર્ય લોકનાં રાજયો બળવાન થતાં ગયાં, તેમ તેમ રાજા અને સરદારો જે પ્રથમથી ધર્મ ગુરૂ પણ ગણાતા હતા, તેઓ રફતેરફતે તેમની ધર્મ ગુરૂ તરીકેની ફરજો છોડતા ગયા. એથી બ્રાહ્મણો-નો જૂદો વર્ગ ઉભો થયો; અને રાજા ક્ષત્રી કેહેવાવા લાગ્યા. રફતે રફતે બ્રાહ્મણોની સત્તા એટલીતો વધતી ગઇ, કે તેઓ રાજાના વજીર અને મુખ્ય સલાહકારો થયા, એટલુંજ નહીં, પણ લોકો તરફથી રાજા કરતાં વધારે માન પામવા લાગા. ધીમે ધીમે આર્ય લોકોમાં ચાર મુખ્ય વર્ગ થયા; જે પ્રખ્યાત હિંદુ કાયદા-શાસ્ત્રી 'મનુ' ના પુસ્તકમાં જોવામાં આવે છે:—

૧. **બ્રાહ્મણ** એટલે ધર્મ ગુરૂનો વર્ગ.

૨. **ક્ષત્રી** એટલે રાજા અને લડવૈયાઓનો વર્ગ.

૩. **વૈસ્ય** એટલે ખેડુત તથા ધંધાદારી અને કારીગરોનો વર્ગ.

૪. **સુદ્ર** એટલે હિંદુસ્તાનના અસલના મૂળ વતનીઓ તથા નોકરોનો વર્ગ.

**૪. બૌધ્ધ ધર્મ.**—ઇસવી સનની પૂર્વે છઠી સદીમાં 'શાકયમુની' અથવા 'ગૌતમ' નામનો પ્રખ્યાત ધર્મગુરૂ થઇ ગયો, જેણે પાછળથી 'બુદ્ધ' નામ ધારણ કીધું. તે અયોધ્યાની ઉત્તરે આવેલા એક મુલકના રાજાનો છોકરો હતો; પણ નાની ઉમરથીજ એનું ધ્યાન ધર્મ સંબંધી બાબદોપર લાગું હતું. ત્રીશ વર્ષની ઉમરે તે બાપનો મેહેલ અને બાયડી છોકરાં તજીને જંગલમાં સાધુ તરીકે જઇ રહ્યો. છ વર્ષ આ પ્રમાણે એકાંતવાસમાં જીંદગી ગુજાર્યા પછી તેણે એક નવો ધર્મ રચ્યો, અને પોતાની બાકીની જીંદગી તે ધર્મનો ફેલાવો કરવામાં ગુજારી. બુદ્ધે નાત જાતનો કાંઇપણ તફાવત રાખ્યા વગર સઘળાં માણસોને સરખાં ગણ્યાં. મરણ પછીનું સુખ માણસોના પોતાના કર્મ ઉપર આધાર રાખે છે, અને તે સુખ દુનીઆની મોજ શોખનો ત્યાગ કીધાથી અને

સાચા અને પરોપકારી થયાથીજ મળશે, એવું તેણે શીખવ્યું. એના મરણ પછી એના ચેલાઓએ એના વચનોનો સંગ્રહ કર્યો; અને આ સાદો નીતિનો ધર્મ લોકને પસંદ પડવાથી તેનો ફેલાવો હિંદુસ્તાનમાં ઘણો જલદી થયો, જેથી એક હજાર વર્ષ સુધી બ્રાહ્મણોનો ધર્મ પડી ભાગ્યો. પાછળથી બ્રાહ્મણોનો દોર વધતો ગયો, અને બૌદ્ધ ધર્મ રફતે રફતે હિંદુસ્તાનમાંથી નિકળી ગયો; જોકે પડોશનાં દેશો ચીન, તિબેટ, બરમા, સીયામ, અને સીલોનમાં તે આજ સુધી ટકી રહ્યો છે. પૃથ્વીની વસ્તીના ત્રીજા ભાગ કરતાં વધારે લોક હાલ બૌદ્ધ ધર્મ પાળે છે.

**૫. પરદેશી રાજાઓની સ્વારી.**—ઈ૦ સ૦ પૂર્વે ૫૨૧ માં ઈરાનના રાજા દરાયસે આફઘાનીસ્તાનને રસ્તે હિંદુસ્તાનપર ચઢાઈ કરી, અને સિંધુ નદીને કાંઠેનો કેટલોક મુલક પોતાને તાબે કરીને પાછો ફર્યો.

ત્યાર પછી ઈ૦ સ૦ પૂર્વે ૩૨૭ માં મેસીડનના રાજા સીકંદરે ઈરાન જીતી લીધા પછી કાબુલને માર્ગે હિંદુસ્તાનપર સ્વારી કરી, અને ઉત્તર હિંદુસ્તાનનો કેટલોક ભાગ જીતી લઈને તે પાછો ફર્યો. જેલમ નદીના કાંઠાપર પંજાબના એક પ્રાંતનો 'પોરસ' નામે રાજા સીકંદરની સામો થયો, પણ સીકંદરે તેને હરાવ્યો. પોરસની બાહાદુરીથી ખુશી થઈને સીકંદરે તેનો મુલક તેને પાછો આપ્યો, અને પછી 'મગધ' પ્રાંત તાબે કરવાની ધારણાથી તે આગળ વધ્યો. સતલજ નદીથી આગળ વધવાને તેના સીપાઈઓએ ના પાડી, તેથી સીકંદરને સિંધ અને બલુચિસ્તાનને રસ્તે ઈરાન પાછું ફરવું પડયું. આ શુરો બાદશાહ ઈ૦ સ૦ પુર્વે ૩૨૩ માં 'બેબીલન' શેહેરમાં મરણ પામ્યો.

સીકંદરના મરણ પછી તેના રાજ્યના ભાગો તેના સરદારોએ વેંહેંચી લીધા, તેમાં ઉત્તર હિંદુસ્તાનનો જીતેલો મુલક 'સેલ્યુકસ' નામના સરદારના હાથમાં આવ્યો. ઈ૦ સ૦ પૂર્વે ૩૧૨ માં સેલ્યુકસે

મગધ પ્રાંત પર ચઢાઈ કરી, પણ મગધના રાજા 'ચંદ્રગુપ્ત' અને તેની વચ્ચે સલાહ થઈ, અને સેલ્યુકસે પોતાની છોકરીને ચંદ્રગુપ્ત સાથે પરણાવી.

**૬. મગધનું રાજ્ય.**—પ્રાચીન કાળમાં મગધનું રાજ્ય હિંદુસ્તાનમાં મોટું ગણાતું હતું. ત્યાં 'નંદ' કુળના રાજા રાજ કરતા હતા, જેમની રાજધાની 'પાતલી પુત્ર' નામે નગર હતું, જેને હાલ પટના કેહે છે. ઇ૦ સ૦ પૂર્વે ૩૧૫ માં ચંદ્રગુપ્તે પાતલી પુત્ર નગરનો કબજો લઇને નંદ વંશના રાજ્યનો છેડો આણ્યો, અને મગધમાં મૌર્ય વંશ સ્થાપ્યું. એણે ૨૪ વર્ષ રાજ કર્યું. (ઇ૦ સ૦ પૂ૦ ૩૧૫-૨૯૧). એના પૌત્ર 'અસોક'ના અમલમાં બૌદ્ધ ધર્મ કનોજ શિવાય આખાં હિંદુસ્તાનમાં પાળવામાં આવ્યા. અસોકે ૪૦ વર્ષ રાજ કર્યું (ઇ૦ સ૦ પૂ૦ ૨૬૩--૨૨૧). અસોક પછી લગભગ ૧૦૦ વર્ષ સુધી મૌર્યવંશની ચઢતી હિંદુસ્તાનમાં રહી; અને ત્યારપછી હિંદુસ્તાનના ઉત્તર ભાગમાં મધ્ય એશિઆમાંના 'સીધ્યન' લોકે થોડોક વખત સુધી અમલ ચલાવ્યો. સીધ્યન રાજાઓમાં 'કનીશ્ક' નામનો રાજા ઘણો બળવાન થયો, જેના વખતમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો મધ્ય એશિઆ અને ચીનમાં થયો (ઇ૦ સ૦ ૪૦).

**વીક્રમ અને શાલીવાન**—મૌર્ય વંશ અને સીધ્યન લોકોની પડતી સાથે બ્રાહ્મણો અને બૌદ્ધ ધર્મ પાલનારા વચ્ચેનો ઝઘડો શરૂ થયો; અને તેજ વખતમાં હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં મોટાં રજપુત રાજ્યો થયાં. આ રાજ્યોમાં 'અંધ્ર' વંશનું રાજ્ય ઘણું બળવાન ગણાતું હતું, જે ઉજ્જનના પ્રખ્યાત રાજા વીક્રમે ઇ૦સ૦ પૂર્વે ૫૭ માં સ્થાપ્યું હતું, જે વરસથી એને નામનો સંવત શરૂ થયો. વીક્રમ રાજા ઘણો દયાળુ અને પરોપકારી હતો, અને એણે વિદ્યાને ઉત્તેજન આપીને લોકોની સ્થિતિ સુધારી.

દખણમાં ગોદાવરી નદીને કાંઠે પૈઠણ નામના મુલકમાં શાલીવાન નામે રાજા ઇ૦ સ૦ ૭૭ માં થઇ ગયો, જેણે બૌદ્ધ ધર્મનો નાશ કરવામાં બ્રાહ્મણોને સારી મદદ કરી. બ્રાહ્મણોએ તેની કીર્તિ ઘણી ફેલાવી, અને (ઇ૦ સ૦ ૭૭ થી) તેનો શક ચલાવ્યો, જે દખણમાં હજુર કેટલેક ઠેકાણે ચાલે છે.

**૮. મધ્ય કાળના મોટાં હિંદુ રાજ્યો.**—ઇસવી સનની પેહેલી પાંચ સદીમાં નર્મદાની ઉત્તરે ત્રણ મોટાં રાજ્યો થયાં:—(૧) માલવા અને મગ-

ષમાં અંધ્રવંશનું રાજ્ય (ઈ૦ સ૦ પૂ૦ ૫૭—ઈ૦ સ૦ ૪૩૬). (૨) કનોજમાં ગુપ્ત વંશનું રાજ્ય (ઈ૦ સ૦ ૨૦૦—૪૭૦). (૩) ગુજરાતનું રાજ્ય—શાહવંશનું (ઈ૦ સ૦ ૩૧૮ સુધી), અને વલ્લભી વંશનું (ઈ૦ સ૦ ૩૧૮—૪૯૮).

ઈસવી સનની છઠી સદીથી તે મુસલમાનોના હુમલા શરૂ થયા ત્યાંસુધી નર્મદાની ઉત્તરે ૭ મોટાં રાજ્ય થયાં;—(૧) પંજાબમાં બ્રાહ્મણોનું રાજ્ય. (૨) દીલ્હીમાં ચોહાણ રજપુતોનું રાજ્ય. (૩) કનોજમાં રાઠોડ રજપુતોનું રાજ્ય. (૪) મેવાડમાં વલ્લભી વંશના રજપુતોનું રાજ્ય. (૫) બંગાલામાં પાલ અને સેન વંશનું રાજ્ય. (૬) ગુજરાત અને માલવામાં ચાવડા અને સોલંકી વંશોનું રાજ્ય.

મધ્યકાળમાં દખણના ત્રણ મોટાં રાજ્ય હતાં:—(૧) મદુરામાં પાંડવ વંશનું રાજ્ય. (૨) કંજીવરમમાં ચોલ વંશનું રાજ્ય. (૩) મલબાર કોસ્તાપર અને મૈસોરમાં ચેરા વંશનું રાજ્ય.

---

# પ્રકરણ ૨ જું.

## મુસલમાનોની ચઢાઇ અને અમલ-ઈ૦ સ૦ ૬૩૬—૧૨૯૦.

૧. **આરબોની ચઢાઇ**—(ઈ૦ સ૦ ૬૩૬—૮૨૮). જ્યારે હિંદુસ્તાનમાં બ્રાહ્મણો બૌદ્ધ ધર્મનો નાશ કરવામાં રોકાયલા હતા, તે વખતે અરબસ્તાનમાં **મહમદે** એક ઇશ્વરને માનવાનો નવો ધર્મ જાહેર કર્યો. (ઈ૦ સ૦ ૬૨૨). મહમદને મકકા છોડીને મદીનામાં ઈ૦ સ૦ ૬૨૨ માં નાશી જવાની ફરજ પડી, ત્યારપછી મુસલમાની સનનો આરંભ થયો છે, જેને 'હીજરી સન' કહેછે. મહમદ ઈ૦ સ૦ ૬૩૨ માં મરણ પામ્યો. તેનાં મરણ અગાઉ તેનો ધર્મ અરબસ્તાનમાં ફેલાયો હતો; અને એના ધર્મના ઝનુનથી ઉસકેરાઇને એની પછી થનારા રાજાઓએ થોડા વખતમાં યુરોપ, એશિઆ, અને આફ્રિકાના કેટલાક દેશો જીત્યા, અને ત્યાંના લોકને મુસલમાન થવાની ફરજ પાડી.

ઈ૦ સ૦ ૬૩૬ માં અરબસ્તાનના ઓમાન પ્રાંતના હાકમે સમુદ્રને માર્ગે હિંદુસ્તાનના પશ્ચિમ કીનારાપર હુમલો કીધો ને 'થાણા' લુટી પાછો ગયો. ઈ૦ સ૦ ૭૧૨ માં બસરાના સુબાએ મહમદ કાસમ નામના સરદારને સિંધ પ્રાંત જીતવા મોકલ્યો. કાસમે ત્યાંના રજપુત રાજા 'દાહીર' ને હરાવીને સિંધ પ્રાંત-

માં મુસલમાની અમલ બેસાડયો. ૭૧૪ માં બગદાદના નવા ખલીફે મહમદ કાસમને પાછો બોલાવી મારી નાખ્યો, ત્યારપછી સિંધમાં મુસલમાનોનું બળ ઓછું થતું ગયું, અને રફતે રફતે રજપુતોએ પાછો એ પ્રાંતનો કબજો લીધો ( ઇ૦ સ૦ ૮૨૮ ).

**૨. સબકતગીન અને મહમુદ.**—( ઇ૦ સ૦ ૯૭૭—૧૦૩૦ ). બુખારાના કોઇ સુલતાનના ' અલપ્તગીન ' નાંમના તુર્કી ગુલામે અફગાનીસ્તાનના ' ગીજની ' શેહેરમાં એક સ્વતંત્ર રાજ સ્થાપ્યું હતું. અલપ્તગીન પછી તેનો જમાઇ ' સબકતગીન ' ગીજનીનો રાજા થયો. ૯૭૭ માં પંજાબના રાજા જયપાલે પેશાવરની ખીણમાં સબકતગીનપર હુમલો કર્યો, તેથી સબકતગીને પંજાબપર ચઢાઇ કરી, અને જયપાલને હરાવ્યો. પેશાવર પોતાને કબજે કરીને અને ઘણી લુટ લઇને સબકતગીન પાછો ફર્યો અને ૯૯૭ માં મરણ પામ્યો.

**મહમુદ** એના બાપ સબકતગીનના મરણ પછી ૯૯૭ માં ગીજનીની ગાદીએ બેઠો. એ ઘણો બાહાદુર અને લોભી બાદશાહ હતો. હિંદુસ્તાનની બેસુમાર દોલત મેલવવાની લાલચથી અને ત્યાંનો મુર્તિપુજક ધર્મ તોડીને મુસલમાની ધર્મ ફેલાવવાની ધારણાથી તેણે હિંદુસ્તાનપર ૧૭ સ્વારી કરી [૧૦૦૧—૧૦૨૫]; જેમાંની બાર પંજાબપર કરી, બે કાશમીરપર કરી, ને બાકીની ત્રણ કનોજ, ગવાલ્યર, અને ગુજરાતમાં સોમનાથના દેવળપર કરી. આ સત્તર સ્વારીમાં બાર સ્વારી સારીપેઠે જણાયલી છે. મહમુદની સ્વારીનાં ફળ તરીકે પંજાબ પ્રાંતનો પશ્ચિમ ભાગ મહમુદને તાબે થયો, હિંદુસ્તાનની બેસુમાર દોલત ગીજનીમાં ઘસડાઇ ગઇ, સંખ્યાબંધ દેવળો અને મુર્તિઓનો નાશ થયો, લખો માણસો લડાઇમાં માર્યા ગયા, અને લખો ગુલામ તરીકે વેચાયા. નગરકોટ, થાનેશ્વર, અને સોમનાથના દેવળમાંથી તથા મથુરા શેહેરમાંથી મહમુદને ઘણી લુટ મળી. ગીજનીનાં રાજની હદ ઇરાનથી

પંજાબ સુધી વધારીને મહમુદ ૧૦૩૦ માં મરણ પામ્યો. એણે ગીજનીમાં એક સુંદર મસીદ બંધાવી, અને મદ્રેસા સ્થાપી. વિદ્વાન માણસોને એ મદદ કરતો હતો; અને એની ઉદારતા વીશે સાંભળીને પ્રખ્યાત 'ફીરદોસી' કવી એની દરબારમાં આવી રહ્યો, અને ત્યાં મહમુદના આશરા હેઠલ શાહનામાનું વખાણાયલું કાવ્ય લખ્યું.

## ૩. મહમુદની બાર સ્વારી (૧૦૦૧—૧૦૨૫).

(૧) ૧૦૦૧-મહમુદે પેશાવર પાસે લાહોરના રાજા જયપાલને હરાવ્યો. એ વખત હાર્યાને લીધે પોતે રાજ કરવાને લાયક નથી એવું સમજીને જયપાલે ગાદી પોતાના છોકરા અનંગપાલને સોંપી, ને પોતે પોતાને હાથે ચેહ ખડકી બળી મુઓ.

(૨) ૧૦૦૪-મહમુદે ભાટીઆના રાજાને જેલમ નદી પાસે હરાવ્યો.

(૩) ૧૦૦૫-મહમુદે મુલતાનના હાકેમ અબલ-ફટા-લોદીને હરાવ્યો; અને પાછો ફરતાં પેશાવર પાસે લાહોરના રાજા અનંગપાલને પણ હરાવ્યો.

(૪) ૧૦૦૮-૯-મહમુદે 'અટક' પાસે એક મોટાં યુદ્ધમાં અનંગપાલને અને તેના જોડીઆ દીલ્હી, કનોજ, ઉજ્જન, ગવાલ્યર, કલીન્જર, અને અજમેરના રાજાઓને હરાવ્યા; અને ત્યારપછી હિમાલયની તળેટીમાં આવેલુ નગરકોટનું દેહેરૂં લુટી ત્યાંથી બેસુમાર દોલત લઇ પાછો ફર્યો.

(૫) ૧૦૧૦—મહમુદે મુલતાન સર કર્યું; અને ત્યાંના હાકેમ અબલ-ફટા-લોદોને કેદ પકડી લઇ ગયો.

(૬) ૧૦૧૪—મહમુદે જમના અને સરસ્વતી નદી વચ્ચેનું થાનેશ્વરનું દેહેરૂં લુટ્યું, જ્યાંથી તેને પુષ્કળ સોનું રૂપુ મળ્યું.

(૭) ૧૦૧૫—મહમુદે કાશમીરમાં પેસવાની કોશેશ કરી, પણ માર ખાઇ તેને પાછું હઠવું પડ્યું.

(૮) ૧૦૧૮—૧૯—મહમુદે હિંદુસ્તાનના સર્વથી મોટાં ગણાતાં કનોજના રાજ્ય ઉપર ચઢાઇ કરી, પણ કનોજનો રાજા લડયા વગર મહમુદને તાબે થયો, તેથી મહમુદે તેના મુલકને કશું નુકશાન કર્યું નહીં. કનોજથી નિકળીને તેણે કૃષ્ણની જન્મ ભુમીનું શેહેર મથુરા લુટ્યું, જ્યાંથી તેને ઘણી લુટ મળી.

(૯) ૧૦૨૨—કલીન્જરના રાજાએ મહમુદના મીત્ર કનોજના રાજાને મારી નાખ્યો, તેથી મહમુદે કલીન્જરના રાજાને અને તેની મદદે આવેલા લાહોરના રાજાને હરાવ્યા. પાછો ફરતાં મહમુદે લાહોરનો કબજો લીધો, અને ત્યાં મુસલમાન હાકેમ ઠરાવીને હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યનો પાયો નાખ્યો.

(૧૦) ૧૦૨૩—મહમુદને ફરીથી કાશ્મીરમાંથી માર ખાઇ પાછું હઠવું પડયું.

(૧૧) ૧૦૨૪—મહમુદને ગવાલ્યર અને કલીન્જરના રાજા તાબે થયા.

(૧૨) ૧૦૨૪—૨૫—મહમુદ મુલતાનને રસ્તે ગુજરાતની રાજધાની અણહીલવાડ આગળ આવી પોંહોંચ્યો. ગુજરાતનો રાજા ભીમદેવ રાજધાની છોડી નાઠો, ને મહમુદ સોમનાથના દેવળ ભણી ગયો એટલે ભીમદેવ તેની પાછળ લાગો. સોમનાથના દેવળ આગળ મહમુદ અને ગુજરાતના હિંદુ રાજાઓ વચ્ચે ત્રણ દીવસ સુધી ભારે યુદ્ધ થયું, પણ આખરે મહમુદ ફાવ્યો; અને સોમનાથનું પવીત્ર શીવલીંગ તોડી નાખીને કચ્છના રણને રસ્તે પાછો ફર્યો. રસ્તામાં ભીમદેવની ફોજે એને ઘણો હેરાન કર્યો, અને પાણી વગર એનાં સંખ્યાબંધ માણસો મુઆં. આ મહમુદની છેલ્લી સ્વારી હતી.

**૪. મહમુદના વંશજો**—(૧૦૩૦-૧૧૮૬)-મહમુદ પછી થનારા ગીજનીના રાજાઓએ માહોમાહે વઢીને રાજ્ય નબળું પાડયું, અને મહમુદે જીતેલા પ્રાંતો એક પછી એક ખોયા. તે વખતમાં ગીજની અને હેરાતની વચ્ચે આવેલું 'ઘોર' નું રાજ્ય બળવાન થયું. ઘોરનો એક રાજા કુટબુદ્દીન ગીજનીના રાજા બેહેરામનો જમાઇ હતો. સસરા જમાઇ વચ્ચે કાંઇ ખટપટ થવાથી બેહેરામે કુટબુદ્દીનને મારી નાખ્યો; તેથી કુટબુદ્દીનના ભાઇ અલાઉદ્દીને ગીજની શેહેર હુમલો કરીને લીધું, અને બેહેરામને ત્યાંથી હાંકી કાહાડયો (૧૧૫૨). બેહેરામ હિંદુસ્તાન ભણી નાઠો, પણ માર્ગમાં મરણ પામ્યો. બેહેરામના છોકરા ખુશરૂએ અને તેના પૌત્ર ખુશરૂ મલીકે ત્યાર પછી લાહોરમાં રાજ કર્યું. ૧૧૮૬ માં ગીજનીના હાકેમ શાહબુદ્દીન ઘોરીએ ખુશરૂ મલીકને લાહોરમાંથી હાંકી કાઢયો, ને મહમુદના વંશના રાજ્યનો અંત આણ્યો.

**૫. શાહબુદીન અથવા મહમદ ઘોરી-(૧૧૮૬-૧૨૦૬)-મહમદ ઘોરી ૧૧૭૩ માં ગીજનીનો રાજા થયો, અને ૧૧૮૬ માં લાહોર સર કરીને પંજાબમાં તેણે પોતાનો અમલ બેસાડયો. ૧૧૯૧ માં ઉત્તર**

હિંદુસ્તાન જીતવાની મતલબથી તે આગળ વધ્યો, પણ 'થાનેશ્વર' આગળ દીલ્હી અને અજમેરના રાજા 'પૃથ્વીરાજે' તેને હરાવી પાછો કાઢયો. ૧૧૯૩ માં મહમદ એક મોટી ફોજ સહિત પાછો પૃથ્વીરાજની સામો થયો. કનોજના રાજા સાથે પુથ્વીરાજને કાંઇ ખટપટ થવાથી આ વખતે પૃથ્વીરાજને સઘળા હિંદુ રાજાઓની મદદ મળી શકી નહીં; તેથી જયારે હિંદુ અને મુસલમાનોની ફોજો પાછી થાનેશ્વર આગળ મળી ત્યારે પૃથ્વીરાજ હાર્યો અને માર્યો ગયો. મહમદે તરત દીલ્હી અને અજમેરનો કબજો લીધો, ને હિંદુસ્તાનના જીતી લીધેલા મુલકમાં પોતાના એક ગુલામ કુટબુદ્દીનને સુબો ઠરાવીને તે પાછો ગીજની ગયો. ૧૧૯૪ માં તે પાછો હિંદુસ્તાન આવ્યો, ને કનોજનું રાજ લઇ લીધું. કુટબુદીને ગુજરાતના રાજા ભીમદેવને હરાવીને અણહીલ-વાડ સર કર્યું; અને મહમદના બીજા સરદાર બખત્યાર ખીલજીએ ૧૧૯૯ માં બહાર પ્રાંત અને ૧૨૦૩ માં બંગાલા પ્રાંત તાબે કર્યો. આ પ્રમાણે આખાં હિંદુસ્તાનમાં સિંધુ નદીથી ગંગા નદીના મુખ સુધી મહમદનું રાજ થયું. ૧૨૦૩ માં ગક્કર જાતની પંજાબની એક પાહાડી જાતે લાહોરનો કબજો લીધો. ૧૨૦૬ માં મહમદે આવીને એ લોકને હરાવ્યા, પણ એ લોકની એક ટોલીએ સિંધુ નદી ઓળંગીને તેની છાવણીમાં તેને ઉંઘતો મારી નાખ્યો.

## ૬. ગુલામી વંશના રાજા—( ૧૨૦૬-૧૨૯૦ ).

૧. કુટબુદ્દીન ............૧૨૦૬-૧૨૧૦.

૨. આરામ.......... ૧૨૧૦. કુટબુદીનનો છોકરો; અલ્તમશે ગા-દીએથી ઉઠાડી મુકયો.

૩. અલ્તમશ..........૧૨૧૦-૧૨૩૫. કુટબુદીનનો ગુલામ અને જમાઇ

૪. રૂકનુદ્દીન..........૧૨૩૫-૧૨૩૬. અલ્તમશનો છોકરો; રજીઆબેગમે ગાદીએથી ઉઠાડી મુકયો.

૫. રજીઆ બેગમ......૧૨૩૬-૧૨૩૯. અલ્તમશની દીકરી; એની દરબારમાના ઉમરાવોએ એને મારી નાખી.

૬. બેહેરામ ............૧૨૩૯-૧૨૪૧. અલ્તમશનો છોકરો; લશકરે હુલડ કરીને એને મારી નાખ્યો.

૭. મસુદ...............૧૨૪૧-૧૨૪૬. રૂકનુદ્દીનનો છોકરો; નાસરૂદ્દીન મહમદે ગાદીપરથી ઉઠાડી મૂકયો.

૮. નાસરૂદ્દીન મહમદ ૧૨૪૬-૧૨૬૫. અલ્તમશનો છોકરો; એણે રાજ્ય કારભાર સઘળો એના વજીર ગ્યાસુદ્દીન બલબનને સોંપ્યો હતો.

૯. ગ્યાસુદ્દીન બલબન ૧૨૬૫-૧૨૮૭. અલ્તમશનો ગુલામ અને જમાઈ.

૧૦. કૈકુબાદ.... .. ....૧૨૮૭-૧૨૯૦. ગ્યાસુદ્દીનનો પૌત્ર; એનો વજીર જલાલુદ્દીન ખીલજી એને મારી નાખી ગાદીએ બેઠો.

**૭. ગુલામી વંશના રાજ્યના મુખ્ય બનાવ**-(૧૨૦૬-૧૨૯૦). શાહાબુદ્દીનના મરણ પછી કુટબુદ્દીને દીલ્હીમાં રાજધાની કરી. એણે મુસલમાનોની ફતેહની નીશાંણી તરીકે દીલ્હીમાં એક ઉંચો મીનારો બાંધ્યો, જેને 'કુટબ મીનાર' કહે છે, ને જે હજુર સારી હાલતમાં જોવામાં આવે છે. એના વંશના રાજાઓમાં અલ્તમશ અને ગ્યાસુદ્દીન બલબન હુશીઆર અને બળવાન રાજા થઈ ગયા, જેઓએ આખાં ઉત્તર હિંદુસ્તાનમાં પોતાનો અમલ બેસાડયો. રજીઆબેગમ પણ ભણેલી અને રાજ કારભારમાં ઘણી કુશળ હતી, પણ એની દરબારના એક ગુલામપર અતીશય મેહેરબાની દેખાડવાને લીધે એના તુરકી સરદારોએ

એને મારી નાખી. મુસલમાની રાજ્યમાં એજ એકલી સ્ત્રી ગાદીએ આવી હતી. નાસરૂદ્દીન મહમદ ઘણો સદગુણી રાજા હતો, પણ તે રાજ કારભારપર કંઈ ધ્યાન આપતો નહીં અને કોરાન લખ્યા કરતો. બાકીના બાદશાહ નબળા અને નઠારી ચાલના હતા, તેથી તેઓ લાંબો વખત રાજ કરી શકયા નહીં.

૮. **અલ્તમશ**—(૧૨૧૦—૧૨૩૫). અલ્તમશ કુટબુદ્દીનનો ગુલામ અને જમાઇ હતો. એનામાં ઘણી હીંમત અને હુશીઆરી જોઇને કુટબુદ્દીને એને મોટી પદવી આપી, ને પોતાની છોકરી સાથે પરણાવયો. એ કુટબુદ્દીનના છોકરા આરામને ઉઠાડી મૂકીને ૧૨૧૦માં ગાદીએ બેઠો. ગુલામી વંશના રાજાઓમાં એ સર્વથી મોટો રાજા થઇ ગયો. બંગાલા, બાહાર, અને સિંધ પ્રાંતના હાકેમોને હરાવીને એણે એ પ્રાંતો તાબે કર્યા; અને ગવાલ્યર અને ઉજ્જન શેહેર જીતી લઇને માલવાના રજપુત રાજાઓને તાબે થવાની ફરજ પાડી. અલ્તમશના વખતમાં મોગલો જંગીસખાંની સરદારી હેઠલ સિંધુ નદી સુધી હિંદુસ્તાનમાં વધી આવયા, પણ તેઓ આગળ જઇ શકયા નહીં. બગદાદના ખલીફે દીલ્હીનાં રાજને એક મુસલમાની રાજ્ય તરીકે ગણ્યું, અને અલ્તમશને બાદશાહ તરીકે કબુલ રાખ્યો. એ ૧૨૩૫ માં મરણ પામ્યો.

૯. **ગ્યાસુદ્દીન બલબન**—(૧૨૬૫—૧૨૮૭)— ગ્યાસુદ્દીન બલબન અલ્તમશનો ગુલામ અને જમાઇ હતો, અને નાશરૂદ્દીન મહમદનો વીશવાસુ વજીર હતો. નાશરૂદ્દીનના રાજમાં સઘળો કારભાર ગ્યાસુદ્દીન ચલાવતો હતો. ૧૨૬૫ માં ગાદીપર આવયા પછી દરબારમાંના તુરકી ઉમરાવો, જેઓ એની માફક અસલ ગુલામ હતા, તેઓનો વધી પડેલો દોર એણે નરમ પાડયો. સુબા અને હાકેમો અને બીજા અમલદારો ઉપર એ ઘણો સખત હતો, જેથી એના વખતમાં ઘણાં હુલડો થયાં નહીં. બંગાલાનાં હાકેમ તોગ્રલે સ્વતંત્રપણે રાજ્ય કરવા માંડયું, ને ગ્યાસુદ્દીનની મોકલેલી બે ફોજને મારી કાઢી. ગ્યાસુદ્દીન પોતે તેની સામો ગયો, અને તેને હરાવી બંગાલા તાબે કર્યું. મેવાડના રજપુતો એની સામા થયા, તેમને એણે હરાવયા, અને તેઓના એક લાખ માણસને મારી નાખ્યાં. મોગલોના પણ કેટલાક હુમલા બલબને પાછા વાળ્યા; અને એનો વડો છોકરો પંજાબમાં મોગલો સાંમે લડતાં માર્યો ગયો, તે

દુઃખણી એ ઘરડો રાજા ૮૦ વર્ષની ઉમરે મરણ પામ્યો(૧૨૮૭). મોગલોના દોરથી મધ્ય એશિઆમાંથી નાશી ઘણાએક રાજા ગ્યાસુદ્દીનને આશરે આવી રહ્યા હતા; અને એની દરબારમાં કવીઓ અને વિદ્વાનો પણ ઘણા હતા.

# પ્રકરણ ૩ જું.

## મુસલમાની અમલ—૧૨૯૦—૧૫૨૬.

### ૧. ખીલજી વંશના રાજા—(૧૨૯૦—૧૩૨૦).

૧. જલાલુદ્દીન........૧૨૯૦—૧૨૯૫. એના ભત્રીજા અલાઉદ્દીને દગાથી મારી નખાવ્યો.

૨. અલાઉદ્દીન........૧૨૯૫—૧૩૧૫. કાકાને અને તેના છોકરાઓને મારીને ગાદીએ બેઠો.

૩. શાહાબુદ્દીન ઉમર ૧૩૧૫—૧૩૧૬. અલાઉદ્દીનનો નાનો છોકરો; એનો મોટો ભાઈ મુબારક એને આંધળો કરી ગાદીએ બેઠો.

૪. મુબારક............૧૩૧૬—૧૩૨૦. અલાઉદ્દીનનો છોકરો; એના વજીર ખુશરૂએ એને મારી નાખ્યો.

**૨. ખીલજી વંશનાં રાજ્યના મુખ્ય બનાવ** (૧૨૯૦—૧૩૨૦). ખીલજી વંશના અમલમાં પેહેલવેહેલા મુસલમાનો દખણમાં પેઠા. જલાલુદ્દીનનો ભત્રીજો અલાઉદ્દીન જે અયોધ્યાનો સુબો હતો, તેણે દખણમાં સ્વારી કરી અને મહારાષ્ટ્રના રાજા રામદેવની રાજધાનીનું શેહેર દેવગિરિ (હાલનું દૌલતાબાદ) લઈ લીધું; અને રાજા કનેથી ઇલીચપુર અને પુષ્કળ ધન લઈને પાછો ફર્યો. એનો કાકો એને સામો ભેટવા આવ્યો, પણ તેને દગાથી મારી નાખીને એ ગાદીએ બેઠો. અલાઉદ્દીને ૧૨૯૭ માં

ગુજરાત તાબે કર્યું, અને ૧૩૦૩ માં ચીતોડ લઇને રજપુતોને વશ કર્યા. મોગલોના કેટલાક હુમલા એણે પાછા વાળ્યા; અને એના માનીતા સરદાર મલેક કાફુરે દખણમાં ચાર સ્વારી કરી કોમોરીન ભૂશિર સુધીનો આખો દક્ષિણ દેશ અલાઉદ્દીનને તાબે કીધો. અલાઉદ્દીનના મરણ પછી કાફુરે તેના વડા છોકરા ખીજરખાંની આંખ ફોડી નાખી, અને નાના છોકરા શાહાબુદ્દીન ઉમરને ગાદીએ બેસાડયો. કાફુરને થોડા વખતમાં લશકરે મારી નાખ્યો; અને અલાઉદ્દીનનો બીજો છોકરો મુબારક ખીજરખાંને મારી નાખીને અને ઉમરને કેદ કરીને ગાદીએ બેઠો. ૧૩૨૦ માં ખુશરૂ નામનો એક નીચ જાતનો હિંદુ જે મુસલમાન થયો હતો અને મુબારકનો વજીર હતો, તે મુબારકને મારીને દિલ્હીનો બાદશાહ થયો, પણ થોડા મહીનામાં ગાજીબેગ તઘલખે તેને મારી નાખ્યો અને દિલ્હીમાં તઘલખ વંશનું રાજ્ય સ્થાપ્યું (૧૩૨૦).

[ ૩. **અલાઉદ્દીન**—(૧૨૯૫—૧૩૧૫)—અલાઉદ્દીન ખીલજી વંશના પેહેલા બાદશાહ જલાલુદ્દીનનો ભત્રીજો હતો. જલાલુદ્દીને એને અયોધ્યાનો સુબો કર્યો હતો; તે વખતે એણે દખણમાં સ્વારી કરી મહારાષ્ટ્રના રાજા રામદેવની રાજધાનીનું શેહેર દેવગિરિ લઇ લીધું, અને રાજા કનેથી ઇલીચપુર શેહેર અને પુષ્કળ ધન લઇને હિંદુસ્તાનમાં પાછો ફર્યો. જલાલુદ્દીન થોડા સ્વારો સહિત એને ભેટવા સામો આવ્યો, પણ આ દુષ્ટ ભત્રીજાએ તેને દગાથી મારી નખાવ્યો; અને તેની બેગમ અને છોકરાને મારી નાખીને એ દિલ્હીની ગાદીએ બેઠો. એના વખતમાં મોગલોએ હિંદુસ્તાનપર ઉપરાસાપરી સાત ચઢાઇ કરી, પણ અલાઉદ્દીને તેઓને મારી કાઢયા, અને જેઓ લડાઇમાં પકડાયા તેમને મારી નાખ્યા. ૧૨૯૭ માં અલાઉદ્દીને ગુજરાત પ્રાંતપર ચઢાઇ કરી, તેની રાજધાની અણહીલવાડનો નાશ કર્યો, અને ત્યાંના રાજા કરણની રાણી કમળાદેવીને પકડી લાવીને તેની સાથે લગ્ન કર્યું. આ રાણીની છોકરી દીવાળીદેવી પણ પાછળથી પકડાઇ, તેને અલાઉદ્દીને પોતાના છોકરા ખીજરખાં સાથે પરણાવી. ૧૩૦૩ માં અલાઉદ્દીને ચીતોડ લીધું ને રજપુતોને તાબે કર્યા. ખંભાતથી પકડેલા ગુલામોમાં મલેક કાફુર નામે એક

રૂપાળો અને બાહાદુર ગુલામ હતો. જે અલાઉદ્દીનનો માનતો સરદાર અને વજીર થયો. કાકુરે દખણમાં ચાર સ્વારી કરીને કોમોરીન ભુશિર સુધીનો સઘળો મુલક અલાઉદ્દીનને તાબે કર્યો. અલાઉદ્દીન વીશ વર્ષ રાજ કરીને ૧૩૧૫ માં મરણ પામ્યો. એવું કેહેવાય છે કે કાકુરે એને ઝેર દઇ મારી નાખ્યો. એ ઘણોજ ક્રુર તથા જંગલી સ્વભાવનો રાજા હતો, તેથી એનુ નામ ખુની પડયું હતું.

### ૪. તઘલખ વંશના રાજા—(૧૩૨૦—૧૪૧૨).

૧. ગ્યાસુદીન તઘલખ ૧૩૨૦—૧૩૨૫. એના છોકરા મહમદે દગાથી ઉભો કીધેલો એક ડેરો પડવાથી એ મરણ પામ્યો.

૨. મહમદ તઘલખ.... ૧૩૨૫—૧૩૫૧. ગ્યાસુદીનનો છોકરો.

૩. ફીરોજશા........ ૧૩૫૧—૧૩૮૮. મહમદ તઘલખનો ભત્રીજો.

૪. ગ્યાસુદીન બીજો ૧૩૮૮—૧૩૮૯. ફીરોજશાનો પૌત્ર; એની સામે ખંડ ઉઠયું તેમાં એ માર્યો ગયો.

૫. અબુબકર.......... ૧૩૮૯. ફીરોજશાનો પૌત્ર; એને એનો કાકો નાસરૂદીન મહમદ મારીને ગાદીએ બેઠો.

૬. નાસરૂદીન મહમદ. ૧૩૮૯—૧૩૯૨. ફીરોજશાનો છોકરો; ત્રણ વર્ષ રાજ કરી મરણ પામ્યો.

૭. સીકંદર............ ૧૩૯૨ નાસરૂદીનનો છોકરો; ૪૫ દીવસ રાજ કરી મરણ પામ્યો.

૮. મહમદ બીજો.... ૧૩૯૨—૧૪૧૨. ફીરોજશાનો પૌત્ર.

**૫. તઘલખ વંશના રાજ્યના મુખ્ય બનાવ**-(૧૩૨૦-૧૪૧૨). ગાજીબેગ તઘલખે ગ્યાસુદ્દીન નામ ધારણ કરીને દીલ્હીથી ચાર મેલ દુર રાજધાની કરી ને તેનું નામ તઘલખાબાદ આપ્યું. બંગાલાના સુબાને તાબે કરીને એ ૧૩૨૫ માં દીલ્હી પાછો ફર્યો ત્યારે એના છોકરા મહમદે એને આવકાર દેવાને માટે દગાથી ઉભા કીધેલા ડેરામાંથી બહાર નીકલતાં એનીપર ડેરો તુટી પડયો અને એ મરણ પામ્યો. મહમદ એક ભણેલો અને બાહાદુર રાજા હતો, પણ એના જંગલી અને ક્રૂર સ્વભાવને લીધે એના રાજમાં રૈયત ઘણી દુ:ખી થઈ. એનાં કેટલાંક કામ એક ઘેલાં માણસના જેવાં હતાં. પોતાની રાજધાની દખણનાં દોલતાબાદ શેહેરમાં કરીને દીલ્હીના લોકને ત્યાં જઈ વસવાની એણે જોર જુલમથી ફરજ પાડી. એણે ચીન જીતવા માટે એક લાખ માણસની ફોજ મોકલી જે હિમાલયની ખીણમાં નાશ પામી. એના વખતમાં દીલ્હીનું રાજ ઘણું નબલું પડયું. ફીરોજશા ઘણો દયાળુ પણ નબળો રાજા હતો. એણે રૈયતના સુખને સારૂં તળાવો, પુલો, ઇસ્પીતાલો, સરાઇઓ, મસીદો વગેરે બંધાવી, અને જમના અને સતલજ વચ્ચે નેહેર ખોદીને ખેડુતોને સગવડ કરી. પણ એના અમલમાં બંગાલાનો પ્રાંત અને દખણનાં રાજ્યો સ્વતંત્ર થયાં. ફીરોજશા પછી થનારા રાજા પણ સઘળા નબળા હતા; તેનો લાભ લઈને મહમદ બીજાના અમલમાં મોગલ સરદાર તૈમુરે દીલ્હી લીધું ને ત્યાં પાંચ દીવસ સુધી લુટ ચલાવી (૧૩૯૮). તૈમુર હજારો માણસોને કતલ કરીને અને કેટલાંક શેહેર ઉજ્જડ કરીને હિંદુસ્તાન છોડી ગયો, ત્યારે મહમદશાહ જે ગુજરાતમાં નાશી ગયો હતો, તે પાછો દીલ્હીમાં આવ્યો, ને ૧૪૧૨ સુધી રાજ કરી મરણ પામ્યો. એની સાથે તઘલખ વંશનો અંત આવ્યો. એના મરણ પછી ઉમરાવોએ દોલતખાં લોદીને ગાદી આપી, જેણે

બાદશાહનું નામ ધારણ કીધા વગર બે વર્ષ રાજ કીધું, તેટલામાં તૈમુરે નીમેલા મુલતાનના હાકેમ સૈયદ ખીજરખાંએ દીલ્હીનો કબજો લીધો, ને સૈયદ વંશનું રાજ્ય સ્થાપ્યું.

**૬. મહમદ તઘલખ**– (૧૩૨૫–૧૩૫૧). મહમદ તઘલખ એના બાપ ગ્યાસુદ્દીનને દગાથી મારીને ૧૩૨૫ માં ગાદીએ બેઠા. એ એક બાહાદુર અને ભણેલા પુરૂષ હતો, પણ એનો સ્વભાવ એટલો તો જંગલી અને ક્રૂર હતો, કે પોતાની મતલબ પાર પાડવાને માટે ગમે તેવા ઘાતકી ઉપાયો પણ લેવાને એ ડરતો નહીં હતો. એણે પોતાની રાજધાની દીલ્હીથી ખસેડીને દખાણમાં દોલતાબાદ શેહેરમાં કરી અને દીલ્હીના રેહેવાસીઓને ત્યાં જઇ રેહેવા ફરમાવ્યું. બે વખત એણે તેમને દીલ્હી પાછા આવવા દીધા, ને બે વખત પાછા દોલતાબાદ જવાનો હુકમ કીધો; જેથી રસ્તામાં તેઓને ઘણી વેદના ખમવી પડી, ને ઘણા માણસો મરણ પામ્યા. એણે ઇરાન જીતવાને માટે એક મોટી ફોજ ભેગી કરી, પણ તે ફોજે હુલડ કરીને એનાજ મુલકમાં લુટફાટ ચલાવી. ચીન જીતવા એણે એક લાખ માણસની ફોજ મોકલી, પણ તે હિમાલય પર્વતની ખીણોમાં નાશ પામી. એવા એવા ખરચોથી અને મોગલોને પાછા વાળવાને મોટી નાણાની રકમો આપ્યાથી એણે અલાઉદીને એકઠો કરેલો સઘળો ખજનો ગુમાવયો, અને પાછળથી રૂપાં નાણાને બદલે પીતલના નાણા ચલાવવાનો કોશેશ કરી, જેમાં તે ફાવયો નહીં. એણે વળી જમીનનો કર ઘણો વધાર્યો, જેથી કર લેનારા આવે ત્યારે ખેડુતો જંગલમાં નાશી જતા તેમનો એ લશકર સાથે શીકાર કરતા અને તેમને ઘેરી લઇને જનાવરની માફક મારી નાખતો. એવાં એના ઘાતકી કામોથી દેશમાં દુકાળ પડયો, અને અંધેર ચાલવા લાગ્યું; અને હિંદુસ્તાન અને દખણમાં કેટલાક સુબાઓએ બંડ ઉઠાવયાં, જે એ બેસાડી શકયો નહીં. ૧૩૫૧ માં સિંધુ નદીની ખીણમાં બલવાખોરોની પાછળ જતાં ઠઠ્ઠા શેહેરમાં એ મરણ પામ્યો.

**૭. તૈમુરની ચઢાઇ**—(૧૩૯૮). તારતાર અને તુરકી લોકની એક મોટી ફોજ લઇને તૈમુર ૧૩૯૮ માં હિંદુસ્તાનપર ચઢી આવયો. એ વખતે દીલ્હીની ગાદીપર મહમદશાહ બીજો હતો, જે ઘણો નબલો રાજા હતો. તૈમુર દીલ્હી પાસે મહમદશાહની ફોજને હરાવીને દીલ્હીમાં પેઠો, અને મહમદશાહ ગુજરાત ભણી નાશ

ગયો. પાંચ દીવસ સુધી તૈમુરની ફોજે દીલ્હી લુટયું, ને સંખ્યાબંધ માણસોને કતલ કર્યા. દીલ્હી છોડીને તે મીરત ગયો, અને ત્યાં લુટફાટ અને કતલ કરીને પોતાના દેશમાં પાછો ફર્યો (૧૩૯૯). તૈમુરના ગયા પછી થોડો વખત દીલ્હીમાં ઘણું અંધેર ચાલ્યું, ને પછી મહુમદશાહે પાછો આવીને ૧૪૧૨ સુધી રાજ કર્યું.

## ૮. સૈયદ અને લોદી વંશના રાજા (૧૪૧૪-૧૫૨૬).

### સૈયદ વંશ—(૧૪૧૪-૧૪૫૦).

૧. ખીજરખાં.......... ૧૪૧૪-૧૪૨૧.

૨. મુબારક.............. ૧૪૨૧-૧૪૩૩. ખીજરખાંનો છોકરો; એના વઝીરે એને મારી નખાવ્યો.

૩. મહુમદ.............. ૧૪૩૩-૧૪૪૩. મુબારકનો ભત્રીજો.

૪. આલમ.............. ૧૪૪૩-૧૪૫૦. મહુમદનો છોકરો; બાહુલોલખાં લોદીએ એને ગાદીએથી ઉઠાડી મુકયો.

### લોદી વંશ—(૧૪૫૦-૧૫૨૬).

૧. બાહુલોલખાં લોદી.... ૧૪૫૦-૧૪૮૮.

૨. સીકંદર લોદી ........ ૧૪૮૮-૧૫૧૭. બાહુલોલખાંનો છોકરો.

૩. ઇબ્રાહીમ લોદી........ ૧૫૧૭-૧૫૨૬. સીકંદરનો છોકરો; બાબર એને પાનીપતની લડાઇમાં હરાવીને ગાદીએ બેઠો.

**૯. સૈયદ અને લોદી વંશના રાજયના મુખ્ય બનાવ-** સૈયદ વંશના સઘળા રાજા આળસુ અને નકારી ચાલના હતા, અને તેઓના વખતમાં કેટલાક પ્રાંત દીલ્હીની ગાદીથી છુટા પડીને સ્વતંત્ર થયા. લોદી વંશના પહેલા બે બાદશાહ બાહલોલખાં અને સીકંદર બાહાદુર હતા, અને તેઓએ છુટા પડેલા પ્રાંતોને તાબે કરીને પોતાનો

અમલ પંજાબથી બંગાલા સુધી પાછો બેસાડયો. ઇબ્રાહીમ લોદી ઘણો નિર્દય અને અભીમાની રાજા હતો, તેથી ઉમરાવો એનાથી નારાજ થયા; અને પંજાબના હાકેમ દોલતખાં લોદીએ ઇબ્રાહીમની સામે બંડ ઉઠાવીને કાબુલના બાદશાહ બાબરને પોતાની મદદે બોલાવ્યો. બાબરે ૧૫૨૬ માં ઇબ્રાહીમને પાનીપતની લડાઇમાં હરાવ્યો, અને લોદી વંશનાં રાજ્યનો અંત આણીને તે દીલ્હીની ગાદીએ બેઠો.

---

## પ્રકરણ ૪ થું.

### હિંદુસ્તાનનાં બીજાં સ્વતંત્ર રાજયો

૧. શાહબુદ્દીન ઘોરી અને કુટબુદ્દીને હિંદુસ્તાનમાં મુસલમાની અમલ પાકો બેસાડયો તે વખતથી ૧૫૨૬ સુધી હિંદુસ્તાન અને દખણમાં ઘણાં સ્વતંત્ર રાજ્ય થયાં હતાં, જેમાંના કેટલાંક થોડો વખત સુધી દીલ્હી-ની ગાદીને તાબે રેહેતાં, ને નબળા રાજાઓના અમલમાં પાછાં સ્વતંત્ર થતાં. આ માહેલાં મુખ્ય રાજ્યો નર્મદાની ઉત્તરે બંગાલા, જૌનપુર, ગુજરાત, માલવા, અને મેવાડનાં રાજ્યો હતાં; અને દખણમાં મદુરા તથા વીજયનગરનાં હિંદુ રાજ્યો ઉપરાંત બ્રાહ્મણી વંશનું બળવાન મુસલમાની રાજ્ય હતું. બ્રાહ્મણી વંશનાં રાજ્યના ૧૪૮૪ થી ૧૫૨૫ સુધીમાં પાંચ ભાગ થયા, જેથી બીજાપુર, ગોલકોન્ડા, અહમદનગર, બીરાર, અને બીદરનાં છુટાં રાજ્યો બન્યાં.

૨. **નર્મદાની ઉત્તરે સ્વતંત્ર રાજયો.** (૧) **બંગાલા** પ્રાંત મહમદ ઘોરીના સરદાર બખત્યાર ખીલજીએ ૧૨૦૩ માં સેન કુલના હિંદુ રાજા કનેથી લઇ લીધો, અને તે ત્યાં રાજ કરવા લાગ્યો. ૧૨૨૭ માં અલતમશે એ પ્રાંત દીલ્હીનાં રાજ્ય સાથે જોડી દીધો, ને પોતાના છોકરાને ત્યાંનો સુબો કર્યો. ગ્યાસુદ્દીન બલબનના વખતમાં ત્યાંનો હાકેમ તોગ્રલ સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો,

પણ બક્ષખને તેને હરાવીને પોતાના છોકરા બગરાખાનને ત્યાંનો સુબો ઠરાવ્યો. ૧૩૪૦ સુધી એ પ્રાંત દીલ્હીની ગાદીને તાબે રહ્યો, ને ૧૩૫૩ માં ફીરોજશાએ ખોયો. અકબરે ૧૫૭૬ માં એને પાછો દીલ્હીનાં રાજ્ય સાથે જોડી નાખ્યો ત્યાં સુધી એ પ્રાંત ઘણો ખરો સ્વતંત્ર રહ્યો.

**(૨) જોનપુરનું** રાજ્ય મહમદશા તઘલખના વજીર ખ્વાજાજાંહાંએ ૧૩૯૩ માં સ્થાપ્યું. સૈયદ વંશના નબળા રાજાઓના અમલમાં એ રાજ્ય ઘણું બળવાન થયું; પણ બાહાલોલખાં લોદીએ ૨૬ વર્ષ સુધી લડીને એને ૧૪૭૪ માં દીલ્હીની ગાદીને તાબે કીધું.

(૩) **ગુજરાત** પ્રાંત ૧૨૯૭ માં અલાઉદ્દીન ખીલજીએ સર કર્યો ત્યારથી લગભગ એક સદી સુધી દીલ્હીની ગાદીને તાબે હતો, પણ મહમદશાહ તઘલખના વખતમાં ત્યાંનો હાકેમ જફરખાં મુજફરશા નામ ધારણ કરીને ૧૩૯૦થી સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો. મુજફરશાના પૌત્ર અહમદશાએ ૧૪૨૦ માં અહમદાબાદ અને અહમદનગર શેહેરો વસાવ્યાં. એ વંશના રાજા બાહાદુરશાએ ૧૫૩૧ માં માલવા પ્રાંત તાબે કીધો. ૧૫૭૩ માં અકબરે એ પ્રાંત દીલ્હીના રાજ્ય સાથે જોડી નાખ્યો ત્યાં સુધી એ સ્વતંત્ર હતો.

(૪) **માલવામાં** દીલાવરખાં ઘોરી નામે એક હાકેમ ૧૪૦૧ માં સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો. ૧૪૩૫ માં ખીલજી જાતના એક સરદારે માલવાનો કબજો લીધો તે વખતે માલવાનું રાજ્ય ઘણું બળવાન થયું. ૧૫૩૧ માં ગુજરાતના રાજા બાહાદુરશાએ એ પ્રાંત તાબે કર્યો, ને ત્યાર પછી ૧૫૭૨ માં અકબરે એને દીલ્હીના રાજ સાથે જોડી નાખ્યો.

**(૫) મેવાડનું** રાજ્ય ગુજરાતના વલ્લભી વંશના રજપુત રાજાઓએ સ્થાપ્યું હતું. તઘલખ વંશના નબળા રાજાઓના અમલમાં એ ઘણું બળવાન થયું. પણ ૧૫૬૭ માં અકબરે એ તાબે કીધું. હાલ એ વંશનો રાજા ઉદેપુરમાં રાજ કરે છે.

**૭. દખણનાં હિંદુ રાજ્યો.** (૧) **મદુરા**માં પાંડવ વંશનું રાજ્ય જે ઇસવી સનની પૂર્વે ચોથી સદીમાં સ્થાપવામાં આવ્યું હતું, તે ૧૩૦૪ માં

મલેક કાફુરને તાબે થયું હતું. એ વંશના રાજાઓએ મદુરામાં છેક ઇસવી સનની અઢારમી સદી સુધી રાજ કર્યું.

(૨) **વીજયનગર**નું બળવાન હિંદુ રાજ્ય ૧૩૩૬ માં સ્થાપવામાં આવ્યું હતું. એ રાજ્યનું મુખ્ય શેહેર તુંગભદ્રા નદીને કાંઠે બેલારી શેહેર પાસે હતું. ત્રણ સદી સુધી એ રાજ દખણમાં ઘણું બળવાન ગણાયું. ૧૫૬૫ માં દખણના સઘળા મુસલમાન રાજાઓએ સાથે મળીને એ રાજ્યપર હુમલો કર્યો, અને ત્યાંના રામરાજાને તલીકોટની લડાઇમાં હરાવીને આ રાજ્યનો અંત આણ્યો.

**૪. દખણનું બ્રાહ્મણી વંશનું મુસલમાની રાજ્ય.** મલેક કાફુરે દખણમાં મુસલમાની અમલ દાખલ કીધા પછી ૧૩૪૭ માં જફરખાં નામનો એક અફઘાન સરદાર, જે પેહેલાં ગંગો નામે એક બ્રાહ્મણનો ગુલામ હતો, તેણે દીલ્હીની ગાદીથી સ્વતંત્ર થઇને ગુલબર્ગામાં બ્રાહ્મણી વંશનું રાજ્ય સ્થાપ્યું; અને અલાઉદ્દીન હસન ગંગો નામ ધારણ કરી તે રાજ કરવા લાગ્યો. આ રાજ્યનાં મુખ્ય શેહેરો જુદે જુદે વખતે ગુલબર્ગા, વરંગુળ, અને બીદર હતાં. એ રાજ્ય ૧૫૨૫ સુધી ટકી રહ્યું. ૧૪૮૪ અને ૧૫૨૫ ની વચ્ચે એના કકડા થઇને નીચલાં પાંચ જુદાં મુસલમાની રાજ્યો થયાં:—

(૧) **બીજાપુર**માં આદીલશાહી વંશનું રાજ્ય ૧૪૮૯ માં થયું. એને ૧૬૮૬ માં ઔરંગઝેબ બાદશાહે દીલ્હીનાં રાજ્ય સાથે જોડી દીધું.

(૨) **ગોલકોન્ડા** માં કુતુબશાહી વંશનું રાજ્ય ૧૫૧૨ માં થયું. એને ઔરંગઝેબે ૧૬૮૭ માં દીલ્હીનાં રાજ્ય સાથે જોડી નાખ્યું.

(૩) **અહમદનગર**માં નીઝામશાહી વંશનું રાજ્ય ૧૪૯૦ માં થયું. એને શાહજહાં બાદશાહે ૧૬૩૭ માં દીલ્હીનાં રાજ્ય સાથે જોડી દીધું.

(૪) **બીરાર**નું ઇમાદશાહી રાજ્ય ૧૪૮૪ માં ઇલીચપુરમાં થયું. એને ૧૫૭૨ માં અહમદનગરના રાજાએ તાબે કીધું.

(૫) **બીદર** માં બરીદશાહી વંશનું રાજ્ય ૧૪૯૨ અને ૧૪૯૮ ની વચ્ચે થયું. એને ૧૫૮૯ માં અકબરે દીલ્હીનાં રાજ્ય સાથે જોડી દીધું.

# પ્રકરણ ૫ મું.

## મુગલ વંશ—મરેઠી રાજ્યની ઊત્પત્તિ—૧૫૨૬-૧૭૦૭.

૧. બાબર...........૧૫૨૬-૧૫૩૦
૨. હુમાયુ...........૧૫૩૦-૧૫૫૬
(૧૫૪૦થી ૧૫૫૫ સુધી દીલ્હી-
ની ગાદીપર અફગાન વંશના
રાજા હતા).
૩. અકબર.......૧૫૫૬-૧૬૦૫
૪. જહાંગીર ....૧૬૦૫-૧૬૨૭
૫. શાહજાહાં ....૧૬૨૭-૧૬૫૮
૬. ઔરંગજેબ. ૧૬૫૮-૧૭૦૭

### બાબર ૧૫૨૬-૧૫૩૦.

બાબર જે તેમુરની ઓલાદનો છઠ્ઠો પુરૂષ હતો તે ૧૪૮૨ માં જનમ્યો હતો, અને બાર વર્ષની ઉમરે 'જેકસાર્તીસ' નદીને કાંઠે આવેલા 'ફરઘાન' નામના તેના બાપીકા મુલકનો રાજા થયો (૧૪૯૪). સમરકંદ શેહેર ત્રણ વખત તેણે હાથ કર્યું, અને ત્રણ વખત ખોયું; અને આખરે પોતાનો ફરઘાન પ્રાંત પણ ખોયા પછી એણે ૧૫૦૪ માં કાબુલનો કબજો લીધો, અને ત્યાં રાજ કરવા લાગો. ૧૫૨૬ માં પંજાબના હાકેમ દોલતખાં લોદીના બોલાવ્યાથી એ હિંદુસ્તાનપર ચઢી આવ્યો, અને ઇબ્રાહીમ લોદીને પાનીપતનાં રણમાં હરાવીને દીલ્હીનો બાદશાહ થયો. એ વખતે એના હાથમાં માત્ર દીલ્હી ને આગ્રા શેહેરો અને આસપાસનો થોડો મુલક આવ્યો. રજપુતો મેવાડના રાજા સંગની સરદારી હેઠલ એની સામા થયા, પણ આગ્રા પાસે ફતેહપુર સીકરીનાં રણમાં તેમને એણે હરાવી નરમ પાડયા (૧૫૨૭). એણે ૧૫૨૮ માં રજપુત રાજા મેદનીરાયનો ચંદેરીનો કિલ્લો હુમલો કરી લીધો; જયારે રજપુતો બૈરાં છોકરાંને મારી નાખીને સઘળા મુઆ ત્યાં સુધી બાહાદુરીથી લડયા. એ રીતે મુલતાન સુધીનો મુલક એને તાબે થયો; અને ત્યારપછી એણે અયોધ્યા અને બાહાર પ્રાંતો સર કર્યા. બાબર ૧૫૩૦ માં આગ્રા શેહેરમાં મરણ પામ્યો. એની મરજી મુજબ એને

કાબુલમાં દાટવામાં આવ્યો. બાબરમાં વખાણવા જોગ હિમત, ધીરજ, અને ખંતીપણું હતું, પણ તેના દુશમનો તરફ એ ઘણો કુર હતો. એને ફુલ અને દારૂનો ઘણો શોખ હતો. મુસાફરોના સુખને સારૂ એણે તલાવો, રસ્તા અને ધર્મશાળા બંધાવી હતી. એણે પોતાનું જન્મચરીત્ર ઘણા ભોળાપણાથી પોતાને હાથે લખ્યું હતું. એના ચાર છોકરા હતાઃ—હુમાયુ, કામરાન, હીંદાલ, અને મીરઝાં અસ્કરી.

## હુમાયુ—૧૫૩૦—૧૫૪૦ અને ૧૫૫૫—૧૫૫૬.

હુમાયુ બાબરનો વડો છોકરો હતો, અને ૧૫૦૭ માં જનમ્યો હતો. એનો સ્વભાવ એટલો તો ઉદાર હતો કે ગાદીપર આવતાંજ એણે પોતાનું રાજ્ય ભાઇઓ સાથે વેંહેંચી લીધું, ને તેમને સારા સારા મુલકો આપ્યા. ૧૫૩૫ માં એણે ગુજરાતના બળવાન બાદશાહ બાહાદુરશાહને હરાવીને તેનો ચાંપાનેરનો મજબુત કિલ્લો લઇ લીધો; પણ તેટલાં બંગાલા અને બહાર પ્રાંતના હાકેમ શેરખાંએ હિંદુસ્તાનમાં હુમાયુ સામે બંડ ઉઠાવ્યું, તેથી હુમાયુને ગુજરાતથી પાછું ફરવું પડયું. હુમાયુએ હિંદુસ્તાનમાં આવી શેરખાંનો સુનાર ગઢ લઇ લીધો, ને તેની પાછળ બંગાલે ગયો ; પણ વરસાદને લીધે હુમાયુ પટના અને કાશી વચ્ચે મુકામ કરી પડયો હતો, તેવાંમાં શેરખાંએ તેની છાવણી ઉપર છાપો માર્યો. હુમાયુ મુશકેલીથી દુશમનના હાથમાં જતો બચ્યો ને આગ્રે નાશી આવ્યો; પણ એની રાણી પકડાઇ, જેને શેરખાંએ માન સહિત આગ્રે પોંહોંચાડી. ભાઇઓની મદદ મેળવીને હુમાયુએ શેરખાંપર પાછો હુમલો કર્યો, પણ કનોજની લડાઇમાં શેરખાંએ તેને હરાવ્યો (૧૫૪૦). શેરખાં શીરશાહ નામ ધારણ કરીને દીલ્હીની ગાદીએ બેઠો. હુમાયુ નાશીને લાહોર ગયો, અને સિંધ પ્રાંતમાં રખડીને મારવાડમાં આવ્યો; ત્યાં પણ એને મદદ મળી શકી નહીં, તેથી રેતીનાં રણને રસ્તે અમરકોટ ગયો, જ્યાં

અકબરનો જન્મ થયો (૧૫૪૩). આખરે ભાઈઓ પણ એને તજી ગયા, તેથી ૧૫૪૪ માં રખડતો ઈરાનનાં રાજા 'તમસ્પ' ની દરબારમાં આવી રહ્યો. ઈરાનના બાદશાહે હુમાયુ પાસેથી સુની પંથ છોડીને શીહા પંથ પાળવાની કબુલાત લઈને ૧૪૦૦૦ ઘોડેસ્વારોની તેને મદદ આપી, જેથી હુમાયુએ ભાઈઓ કનેથી કાબુલ અને કંદહાર જીતી લીધાં (૧૫૪૭). ચારો ભાઈ વચ્ચે ૧૫૪૮ માં સલાહ થઈ, પણ કામરાને પાછું બંડ ઉઠ્ઠાવ્યું, તેથી કંટાલીને ૧૫૫૩ માં હુમાયુએ તેની આંખો ફોડી નખાવી. ૧૫૫૫ માં હુમાયુ દીલ્હીની ગાદી પાછી મેળવવામાં ફતેહ પામ્યો; પણ ૧૫૫૬ માં મેહેલની સીડીપરથી ઉતરતાં તેનો પગ લપસી જવાથી તે નીચે પડીને મરણ પામ્યો.

**અફઘાન અથવા સુર વંશ (૧૫૪૦—૧૫૫૫).**

| | | |
|---|---|---|
| ૧. | શીરશાહ ............... | ૧૫૪૦—૧૫૪૫ |
| ૨. | સલીમશાહ ............ | ૧૫૪૫—૧૫૫૩ |
| ૩. | મહમદ આદીલશાહ..... | ૧૫૫૩—૧૫૫૫ |

**શીરશાહ** કનોજની લડાઈમાં હુમાયુને હરાવીને ૧૫૪૦ માં દીલ્હીની ગાદીએ બેઠો. એ ઘણો ડાહ્યો અને ઉદાર દીલનો બાદશાહ હતો, અને રાજ્ય કારભારમાં કુશળ હતો. એણે મારવાડના રાજાને હરાવીને ચીતોડ લઈ લીધું; અને ૧૫૪૫ માં બુંદેલખંડમાં કલીન્જરના કિલ્લાને ઘેરો ઘાલતાં એ મરણ પામ્યો. રસ્તા અને મુસાફરખાના બાંધીને એણે લોકને સુખ કર્યું હતું.

શીરશાહ પછી એનો નાનો છોકરો સલીમશાહ ગાદીએ બેઠો, જેણે ૧૫૫૩ સુધી હુશીઆરીથી રાજ કર્યું. એના પછી એના છોકરા ફીરોજને મારી નાખીને શીરશાહનો વડો છોકરો મહમદ આદીલશાહ

ગાદીએ બેઠો. એ ઘણો નબળો રાજા હતો, અને હેમુ નામના એક નીચ વર્ણના હિંદુને એણે રાજ્ય કારભાર સોંપ્યો હતો. એનાં રાજમાં ઘણા બખેડા થયા, જેથી રાજ્યના પાંચ ભાગ થયા, ને પાંચ બાદશાહ રાજ કરવા લાગ્યા. સીકંદર સુર નામના શીરશાહના એક ભત્રીજાના હાથમાંથી હુમાયુએ ૧૫૫૫ માં દીલ્હી પાછું મેળવ્યું.

## અકબર ૧૫૫૬—૧૬૦૫.

અકબર જે મુગલ વંશનો સર્વથી મોટો બાદશાહ થઈ ગયો તે એના બાપ હુમાયુ પછી ૧૫૫૬ માં દીલ્હીની ગાદીએ બેઠો. એની ઉમર એ વખતે માત્ર ૧૩ વર્ષની હતી, તેથી રાજ્ય કારભાર એના બાપનો વજીર બેહેરામ ચલાવવા લાગ્યો. બેહેરામે હુમાયુના મરણ પછી તરતજ મહમદ આદીલશાહના વજીર હેમુને પાનીપતનાં રણમાં હરાવી મારી નાખ્યો (૧૫૫૬), અને સુર વંશના શાહાજાદાઓના બંડ બેસાડી દીધા. બેહેરામની સખત રાજનીતિ ઉમરાવોને પસંદ પડી નહીં, તેથી તે થોડા વખતમાં અળખામણો થઈ પડ્યો, ને ઉમરાવોના સમજાવ્યાથી અકબરે ૧૫૬૦ માં રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. બેહેરામ અકબરની સામો થયો, પણ તેનું કાંઇ ફાવ્યું નહીં ત્યારે તાબે થયો, ને અકબરે તેને માફી બક્ષી. મક્કે જતાં ગુજરાતમાં બેહેરામને કોઇ અફઘાને મારી નાખ્યો.

અકબરના હાથમાં રાજ્ય કારભાર આવ્યા પછી તેના કેટલાક મોટા સરદારો તેની સામા થયા, જેઓ સાથે કેટલાંક વર્ષ સુધી અકબરને લડવું પડ્યું; પણ આખરે ૧૫૬૭ માં તેઓને તાબે કરવામાં તે ફતેહ પામ્યો. ત્યાર પછી ૧૫૬૭ થી ૧૫૭૨ સુધી અકબર રજપુતો સામે લડ્યો, અને જેપુર, જોધપુર, અને ચીતોડના રાજાઓને તાબે કીધા.

રજપુતોને તાબે કીધા પછી ૧૫૭૩ માં એણે ગુજરાત પ્રાંત સર કર્યો, અને ૧૫૭૬ માં બાહાર, બંગાલા, અને ઓરીસા પ્રાંતો દીલ્હીનાં રાજ્ય સાથે જોડી દીધા. ૧૫૮૬માં કાશમીર, ૧૫૯૨માં સિંધ, અને ૧૫૯૪ માં કંદહાર જીતી લઇને ઉત્તરે કાબુલ અને કાશમીરથી તે દક્ષિણે નર્મદા નદી સુધીનો દેશ અકબરે તાબે કર્યો.

૧૫૯૫ માં અકબરે પોતાના છોકરા મુરાદને અને બેહેરામના છોકરા મીરજાંખાંને દખણમાં અહમદનગર શેહેર જીતવા મોકલ્યા, પણ ત્યાંની રાણી ચાંદબીબીએ એવી તો બાહાદુરાથી અહમદનગરનો બચાવ કીધો કે મુગલોને પાછું હઠવું પડ્યું. ચાંદબીબીને પાછળથી તેના સીપાઇઓએ મારી નાખી, ત્યાર પછી ૧૫૯૯ માં અકબરે પોતે દખણમાં જઇને અહમદનગર શેહેર લીધું; અને ૧૬૦૧ માં ખાનદેશ પ્રાંત ખાલસા કરીને પાછો હિંદુસ્તાન તરફ ફર્યો. ૧૬૦૫ માં ૪૯ વર્ષ રાજ કરીને અને પોતાની ગાદી પોતાના છોકરા સલીમને આપવાની મરજી જણાવીને આ ભલો બાદશાહ મરણ પામ્યો. એની સુંદર કબર આગ્રાથી સાત મૈલ દુર સીકંદ્રા ગામમાં જોવામાં આવેછે. અકબર ઘણો ડાહ્યો, ભણેલો, અને બાહાદુર બાદશાહ હતો. એણે મુગલ રાજ્યને ઘણું બળવાન કર્યું, અને એના રાજમાં રૈયત સુખી હતી. એણે હિંદુ અને મુસલમાનોને સરખા ગણ્યા, અને હિંદુઓને મોટા ઓહ્દા આપ્યા.

અકબર શરીરે મજબુત અને રૂપાળો હતો, અને ખાવાપીવામાં મિતાહારી હતો. તેને શીકાર અને અંગકસરતનો શોખ હતો. નીમેલા વખતે તે સરકારી કામ કરતો, ને વિદ્યાભ્યાસને ઉતેજન આપી તેની પાછળ પોતે પણ મંડતો. મુસલમાની ધર્મ ઉપર એને પુરતું આકીન હતું નહીં, તેથી એણે હિંદુ, ખ્રીસ્તી વગેરે બીજા ધર્મનો અભ્યાસ કરીને એક નવો પંથ સ્થાપ્યો હતો. એ નવા પંથમાં એની સાથે એના મીત્રો ફૈજી અને અબલફાજલ નામના બે ભાઇઓ હતા, જેઓ ઘણા વિદ્વાન હતા, અને જેમાંના એક અબલફાજલે આઇને અકબરી નામના ગ્રંથમાં અકબરનું જન્મ ચરીત્ર અને તેનાં રાજનું વર્ણન લખ્યું છે.

અકબરે હિંદુ અને મુસલમાનોને સરખા ગણવાની મતલબથી હિંદુઓપરનો જજીઆવેરો કાઢી નાખ્યો, અને કાંઇ પણ તફાવત વગર મુસલમાનો સાથે હિંદુઓને પણ મોટા ઓદ્ધા આપ્યા. જોધપુર અને જેપુરના રજપુત રાજાની છોકરીઓ સાથે એ પરણ્યો, અને રજપુત સરદારોને પ્રાંતોના હાકેમ અને લશકરના ઉપરીઓના ઓદ્ધા આપ્યા. આ રજપુત સરદારોમાં જેપુરનો રાજા ભગવાનદાસ પંજાબનો હાકેમ હતો, અને ભગવાનદાસનો છોકરો રાજા માનસીંગ બંગાલાનો હાકેમ હતો. ત્રીજો રજપુત રાજા તોડરમલ અકબરના મેહેસુલ ખાતાંનો ઉપરી હતો, જેની મેહેસુલ જમા કરવાની રીતની હાલ પણ તારીફ થાય છે.

અકબર ધર્મની બાબદમાં કોઇપર જુલમ કરતો નહી; તોપણ હિંદુઓમાં બાળ લગન કરવાની તેણે મના કરી, અને વીધવાઓને પુનર્વિવાહ કરવાની છુટ આપી. એણે વળી સતીનો ચાલ બંધ પાડવાને કોશેશ કરી, પણ તેમાં એ પુરો ફાવી શકયો નહીં.

અકબરે પોતાની રાજધાની દીલ્હીથી ખસેડીને આગ્રામાં કરી, અને આગ્રાનો કિલ્લો બાંધ્યો. વળી આગ્રાથી ૨૪ મૈલ દુર ફતેહપુર સીકરીમાં થોડો વખત એણે રાજધાની કરી હતી.

## જાંહાંગીર ૧૬૦૫-૧૬૨૭.

સલીમ ૧૬૦૫ માં જાંહાંગીર નામ ધારણ કરીને ગાદીએ બેઠો. એ મુસલમાની ધર્મ પ્રમાણે ચાલતો, પણ દારૂ ખુબ પીતો. અકબરના કારભારીઓને કાયમ રાખીને એણે રાજ્યનો વહીવટ ચલાવ્યો, અને ઇનસાફ માગવા આવનારને કશી અડચણ ન પડે એવી ગોઠવણ કરી. એનો વડો છોકરો ખુશરૂ ગાદી મેળવવાને માટે બાપની સામો થયો, પણ તે હાર્યો ને કેદ પકડાયો; અને તે ૧૬૨૨ માં મરણ પામ્યો ત્યાં સુધી જાંહાંગીરે તેને કેદ રાખ્યો. નુરજાંહાં નામની એક ખુબસુરત ઇરાની સ્ત્રી સાથે એ ૧૬૧૧ માં પરણ્યો. નુરજાંહાંના બાપને જાહાંગીરે વજીર બનાવ્યો, ને એના ભાઇ અસોફખાંને મોટી પદવી આપી.

**નુરજાંહાં**— આ ખબરદાર અને ખુબસુરત બેગમ એક ગરીબ હાલતમાંઆવી પડેલા ઇરાની ઉમરાવની બેટી હતી, અને અકબરના વખતમાં પોતાના બાપ અને ભાઇ સાથે હિંદુસ્તાનમાં આવી હતી. દીલ્હી આવ્યા પછી નુરજાંહાં પોતાની મા સાથે અકબરનાં જનાનખાનામાં આવજાવ કરતી હતી, ત્યાં આ ખુબસુરત છોકરીને જોઇને સલીમ તેની સાથે પ્યારમાં પડયો હતો. અકબરે સલીમથી નુરજાંહાંને દુર રાખવાની મતલબથી તેને શેરઅફખાન નામના એક ઇરાની ઉમરાવ સાથે પરણાવી; અને શેરઅફખાનને બર્દવાન પ્રાંતનો હાકેમ નીમીને તેઓને બંગાલે મોકલી દીધાં. ગાદીપર આવ્યા પછી જાંહાંગીરે નુરજાંહાંથી છુટો થવાને શેરઅફખાનને ફરમાવ્યું, પણ જયારે શેરઅફખાને એમ કરવાની ના પાડી, ત્યારે તેને મારી નખાવીને જાંહાંગીરે નુરજાંહાને દીલ્હી બોલાવી લીધી. નુરજાંહાંએ જાંહાંગીર સાથે પરણવાને થોડો વખત સુધી નાપાડી, પણ પાછળથી ૧૬૧૧ માં તેણે વિચાર ફેરવ્યો અને તેની સાથે પરણી. જાંહાંગીરનાં મરણ સુધી નુરજાંહાંએ રાજ વહીવટમાં મુખ્ય ભાગ લીધો. એ ૧૬૪૬ માં મરણ પામી.

**સર તોમસ રો**—૧૬૧૫ માં ઇંગલાંડના બાદશાહ પેહેલા જેમ્સ તરફથી સર તોમસ રો નામનો એલચી જાંહાંગીરની દરબારમાં આવ્યો. જહાંગીરે તેને ઘણું માન આપીને પોતાની દરબારમાં સર્વથી ચઢતો દરજ્જો આપ્યો. વળી આ એલચીના સમજાવવાથી જાંહાંગીરે અંગ્રેજ વેપારીઓની ૧૬૦૦ માં ઉભી થયલી 'ઇસટ ઇન્ડયા કંપની' ને વેપારની બાબદમાં કેટલીક સગવડ કરી આપી.

**મલીક અંબર**—જાંહાંગીરના ગાદી પર આવ્યા પછી દખણમાં મલીક અંબર નામના એક હબસી ઉમરાવે અહમદનગરનું રાજ્ય પાછું સ્વતંત્ર કર્યું. તેણે અહમદનગર શેહેર પાછું જીતી લીધું ને મુગલ સરદારોને હરાવ્યા; પણ ૧૬૧૬ માં જાંહાંગીરે પોતાના છોકરા શાહજાંહાંને દખણમાં તેની સામે મોકલ્યો. શાહજાંહાંએ થોડા વખતમાં મલીકઅંબરને તાબે કર્યો. ૧૬૨૦ માં મલીકઅંબર પાછો મુગલોની સામો થયો, ને જાંહાંગીરના સરદારોને હાંકી કાઢયા. જાંહાંગીરે પાછો શાહજાંહાંને તેનો સામો મોકલ્યો, પણ ૧૬૨૧ માં શાહજાંહાંએ પોતાના બાપ સામે બંડ ઉઠાવ્યું

તેથી મલીકઅંબર સાથે સલાહ કરી. મલીકઅંબર ૧૬૨૬ માં મરણ પામ્યો ત્યાં સુધી મુગલોને તાબે થયો નહીં.

**શાહજાંહાંનું બંડ**—જહાંગીરના નાના છોકરા શેહેરીઆર સાથે નુરજહાંએ પોતાની શેરઅફગાનને પેટની છોકરી પરણાવી હતી, અને શેહેરીયારને જહાંગીર પછી ગાદી અપાવવાને માટે તે તજવીજ કરવા લાગી; અને તેમાં મદદ કરવાને માટે તેણે કાબુલના સુબેદાર મહોબતખાંને હાજરી બોલાવ્યો. શાહજહાંને એ વાત માલમ પડવાથી તેણે *દખણમાં બંડ ઉઠાવ્યું (૧૬૨૧). જાંહાંગીરે પોતાના છોકરા પરવેજને અને મહોબતખાંને તેની સામા મોકલ્યા, જેઓએ શાહજાંહાંને દખણમાંથી નસાડ્યો. શાહજાંહાં બંગાલે આવ્યો, અને થોડા વખતમાં બાપને તાબે થયો.

**મહોબતખાંનું બંડ**—મહોબતખાં અને પરવેજની દોસ્તી થઈ હતી, તે જોઈને નુરજાંહાંએ મહોબતખાંનો ઘાટ ઘડવાની તજવીજ કરી, અને તેને દરબારમાં બોલાવ્યો. મહોબતખાં નુરજાંહાંની મતલબ પામી ગયો, તેથી ૫૦૦૦ રજપુત સ્વારો સહિત દરબારમાં આવ્યો, અને જાંહાંગીર જેવો જેલમ નદી ઉતરતો હતો તેવામાં તેને કેદ પકડ્યો, અને જાંહાંગીરને નામે અમલ ચલાવવા લાગ્યો (૧૬૨૬). નુરજહાંએ જાંહાંગીરને છોડવવાને ઘણી કોશેશ કરી, પણ જ્યારે ફાવી નહીં ત્યારે પોતે પણ જહાંગીર સાથે કેદ રહી, અને એક વરસ પછી જહાંગીરને છોડવવામાં ફતેહ પામી (૧૬૨૭). મહોબતખાં દખણમાં નાઠો, જ્યાં આ વખતે શાહજહાંએ પાછું બંડ ઉઠાવ્યું હતું; અને ૧૬૨૬ માં પરવેજ મરણ પામ્યો હતો તેથી તે શાહજહાં સાથે મળી ગયો. પણ એટલામાં જહાંગીર કાશમીરથી લાહોર આવતાં રસ્તામાં મરણ પામ્યો.

## શાહજાંહાં ( ૧૬૨૭—૧૬૫૮ ).

શાહજાંહાં પોતાના બાપ જાંહાંગીરના મરણ પછી તરત આગ્રે આવ્યો. શેહેરીઆર તેની સામો થયો, પણ હાર્યો અને માર્યો ગયો; અને શાહજાંહાંએ પોતાના છોકરા શિવાય બાબરનાં કુળના સઘળા શાહજાદાઓને મારી નાખ્યા. નુરજાંહાંના ભાઈ અસોફખાં અને મહોબતખાંની મદદથી એણે ગાદી મેળવી હતી. નુરજાંહાંને દરબાર છોડી એકાંતવાસમાં જઈ રેહેવાની એણે ફરજ પાડી, અને તેને મોટું વર્ષાસન આપતું કીધું.

**ખાંનજાંહાં લોદીનું બંડ**—૧૬૨૮ માં દખણના સુબેદાર ખાનજાંહાં લોદીએ શાહજાંહાં સામે બંડ ઉઠાવ્યું, પણ તરત તાબે થયો. શાહજાંહાંએ ખાનજાંહાંની માલવે બદલી કરીને મોહોબતખાંને દખણનો સુબેદાર કર્યો. માલવામાં ખાનજાંહાંએ પાછું બંડ કર્યું, પણ શાહજાંહાંની ફોજે એને ચંબલ નદી પાસે હરાવ્યો. ખાનજાંહાં નાશીને દખણમાં ગયો, જ્યાં અહમદનગરના બાદશાહે એને આશરો આપ્યો. આખરે બુંદેલખંડમાં ખાનજાંહાં માર્યો ગયો.

**અહમદનગર ખાલસા કર્યું**—અહમદનગરના રાજાએ ખાનજાંહાં લોદીને મદદ કરી હતી તેથી મુગલોએ અહમદનગરના મુલકપર ચઢાઈ કરી. અહમદનગરના રાજાને બીજાપુર અને ગોલકોન્ડાના રાજાની મદદ હતી, તેથી ત્રણુડે સામે મુગલોને લડવું પડ્યું; પણ તેઓ કેટલોક વખત સુધી ફાવ્યા નહીં, અને તેવામાં એક મરેઠી સરદાર શાહાજી ભોંસલેએ અહમદનગરનો કબજો લીધો. શાહજાંહાં પોતે દખણમાં આવ્યો, અને બીજાપુર અને ગોલકોન્ડાના રાજાઓને ખંડણી આપવાની ફરજ પાડી; તથા શાહાજીને હરાવીને અહમદનગરનું રાજ્ય દીલ્હીનાં રાજ્ય સાથે જોડી નાખ્યું (૧૬૩૭).

**શાહજાંહાંની સામે એના છોકરાઓનું બંડ**—ઘણાં વરસ શાંતીથી રાજ કર્યા પછી અને દીલ્હી અને આગ્રા શેહેરોને સુંદર ઈમા-

રતોથી સાજુગાર્યા પછી ૧૬૫૭ માં શાહજાંહાં માંદો પડયો, અને તેનો વડો છોકરો દારા, જે શુરો, ઉદાર, અને ભોળો હતો તેને રાજ્ય કારભાર સોંપ્યો. એ વખતે શાહજાંહાંનો બીજો છોકરો શુજા, જે બાયલો અને વિષયી હતો, તે બંગાલાનો સુબો હતો; ત્રીજો છોકરો ઓરંગજેબ દખણનો, અને સર્વથી નાનો મુરાદ ગુજરાતનો સુબો હતો. શાહજાંહાંના મંદવાડની વાત દારાએ છુપાવવાની કોશેશ કરી તે છતાં સઘળા છોકરાઓએ જાણી, અને શુજા અને મુરાદે બાદશાહી ખેતાબ ધારણ કરીને દીલ્હી તરફ કુચ કરવાની તૈયારી કરી. ઓરંગજેબ જે સઘળા ભાઇઓમાં ઘણોજ બાહોશ અને બંદો હતો, તેણે મુરાદને એવું સમજાવ્યું કે મારે મકકે જઇને ફકીર થવું છે, પણ નાસ્તીક દારાને બદલે તને દીલ્હીની ગાદીપર જોવાને મારી ખુશી ઘણી છે. મુરાદ જે ઘણો ભોળો અને નબળા મનનો હતો, તેણે ઓરંગજેબના બોલવા ઉપર ભરોસો રાખીને પોતાની ફોજ ઓરંગજેબની ફોજ સાથે જોડી નાખી, અને બન્ને ભાઇઓએ દીલ્હી તરફ કુચ કરી. દારા પેહેલાં શુજાની સામો ગયો ને તેને કાશી આગળ હરાવીને પાછો કાઢયો. ઓરંગજેબ અને મુરાદે ઉજ્જન આગળ દારાના સરદાર જેસ્વંતસીંગને હરાવ્યો અને તેઓ આગળ વધ્યા. આગ્રા પાસે દારા ઓરંગજેબ અને મુરાદની સામો થયો, પણ હાર્યો અને દીલ્હી તરફ નાઠો. ઓરંગજેબ અને મુરાદ આગ્રામાં દાખલ થયા, શાહજાંહાંને તેના મેહેલમાં નજર કેદ કર્યો, અને દારાની પાછળ ગયા. રસ્તામાં ઓરંગજેબે દગાથી મુરાદને કેદ કીધો ને તેને ગવાલ્યરના ડુંગરી કિલ્લામાં મોકલાવી દીધો ; અને પોતે દીલ્હી આવીને આલમગીર નામ ધારણ કરીને ગાદીપર બેઠો (૧૬૫૮). શાહાજાંહાં પોતાના મેહેલમાં એક કેદી તરીકે રહીને ૧૬૬૬ માં મરણ પામ્યો.

શાહજાંહાંના અમલમાં મુગલ રાજ્યની આવક ઘણી વધી અને એણે દીલ્હી અને આગ્રામાં સુંદર ઇમારતો બાંધીને પોતાનું નામ અમર કર્યું. એ

ઇમારતોમાં આગ્રામાં બાંધેલો તાજમેહેલ જેમાં એની અને એની માનીતી બેગમની કબર છે તે દુનીઆમાં સર્વથી સુંદર ઇમારત ગણાય છે. વળી આગ્રાના કિલ્લામાં બાંધેલી મોતી મસજીદ અને દીલ્હીની જુમા મસજીદ તથા ત્યાંનો મેહેલ અને દીવાની ખાસ ઘણાં સુંદર ઇમારતો છે. એની દરબારના ભપકાએ અને એનાં ઝવેરથી મઢી લીધેલાં મોરના આકારના તખતે (મોરાસન) યુરોપીયન મુસાફરોને અચરતીમાં નાખ્યા હતા.

## ઔરંગજેબ ૧૬૫૮—૧૭૦૭.

ઔરંગજેબ પોતાના બાપને કેદ કરી અને આલમગીર નામ ધારણ કરીને ૧૬૫૮ માં ગાદીએ બેઠો. કોઇ રજપુત રાજાએ દારાને ઔરંગજેબના હાથમાં સપડાવ્યો, અને ઔરંગજેબે તેને ૧૬૫૯ માં મારી નખાવ્યો. શુજાને ઔરંગજેબના સરદાર મીર જુમલાએ હરાવીને હાંકી કાઢયો, ત્યાર પછી તેણે આરાકાન પ્રાંતમાં આશરો લીધો, જ્યાં તે પોતાનાં કુટુંબ સહિત માર્યો ગયો (૧૬૬૦). મુરાદને ૧૬૬૧ માં ઔરંગજેબે બંદીખાનાંમાંજ મારી નખાવ્યો. શાહજાંહાં પોતાના છોકરાઓના ખુનથી દુઃખી થઇને ૧૬૬૬ માં આગ્રે મરણ પામ્યો.

## ઔરંગજેબ અને રજપુતો વચ્ચે લડાઇ—(૧૬૭૭—૧૬૮૧).

અકબરે કાઢી નાખેલો હિંદુઓપરનો જજીઆવેરો ઔરંગજેબે ૧૬૭૭ માં પાછો નાખ્યો, હિંદુઓને સરકારી નોકરીમાંથી કાઢી મુકયા, અને જેશવંતસીંગનાં મરણ પછી તેની બાયડી છોકરાંપર જુલમ પાડયો, તેથી રજપુતોનાં દીલ ઘણાં દુઃખાયાં, અને મુખ્ય રજપુત રાજ્યોએ એની સામે લડાઇ ઉઠાવી (૧૬૭૭). ઔરંગજેબની ફોજે જેપુર, જોધપુર, અને ઉદેપુરના મુલકો ઉજડ કર્યા, અને રજપુતોએ માલવાના મુસલમાની પ્રાંતોમાં લુટ અને કતલ ચલાવીને વેર લીધું. (આ લડાઇથી મુગલ રાજની પડતીનું બી રોપાયું અને ઔરંગજેબની પછી આવનાર

બાદશાહોના અમલમાં રજપુતોએ મુગલ રાજ્ય ભાંગી પાડવાને બનતી કોશેશ કરી). ૧૬૮૧ માં દખણમાં ભારે ફોજ સાથે લડાઇ ચલાવવાના હેતુથી ઔરંગજેબે રજપુતો સાથે સલાહ કરી.

**શીવાજી** (૧૬૨૪—૧૬૮૦). આ મખ્યાત લડવૈયો અને મરેઠાનો પેહેલો રાજા શાહજી ભોસ્લે નામના એક મરેઠી સરદારનો છોકરો હતો. શીવાજીના બાપની પુનામાં જાગીર હતી ત્યાં એ પોતાની મા સાથે રેહેતો હતો. ડુંગરાંમાં રેહેનારા લડાયક માવલી લોકો સાથે એણે નાનપણથી પડોશનાં શેહેરોમાં લુટફાટ કરવા માડી, ને થોડા વખતમાં પોતાની આસપાસ આ જબરા લોકોની એક નાની ફોજ એકઠી કરી. ઓગણીસ વર્ષની ઉમરે પુનાથી વીશ મેલ દૂર આવેલો તોર્નાનો ડુંગરી કિલ્લો ત્યાંના કીલ્લેદારને લાંચ આપીને એણે પોતાના કબજામાં લીધો (૧૬૪૬); અને ત્યાર પછી ધીમે ધીમે બીજા કિલ્લાઓ લઇને બીજાપુરનાં રાજ્યનો કેટલોક મુલક પોતાને તાબે કરી લીધો. બીજાપુરના રાજાએ શીવાજીનું બળ વધતું જતું જોઇને ૧૬૫૯ માં પોતાના એક શુરા સરદાર અફઝુલખાનને એક મોટી ફોજ સાથે શીવાજીનો વશ કરવા મોકલ્યો. શીવાજીએ ખોટો ધભરાટ દેખાડી પોતે બાદશાહને તાબે થવાને ઘણો આતુર છે એવું ડોળ ઘાલ્યું, અને અફઝુલખાનને પોતાના પરતાબગઢના કિલ્લા પાસે ખાનગી મુલાકાતે આવવાને લલચાવ્યો, અને તેને દગાથી મારી નાખીને તેનું લશકર વીખેરી નાખ્યું. ૧૬૬૨ માં શીવાજીએ મુગલોના મુલકમાં છેક ઔરંગાબાદ સુધી લુટફાટ કરી. ત્યાર પછી ૧૬૬૩ માં શીવાજીએ સુરત લુટયું. ૧૬૬૪ માં શીવાજીએ રાજાનો ખેતાબ ધારણ કીધો, ને પોતાને નામના સીક્કા પડાવ્યા. ૧૬૬૫ માં શીવાજી સામે ઔરંગજેબે એક મોટી ફોજ મોકલી, જેણે એક પછી એક શીવાજીના ઘણા કિલ્લા લઇ લીધા, ને શીવાજીને તાબે થઇ સંધી

કરવાની ફરજ પાડી. એજ વર્ષમાં શીવાજીએ બીજાપુર સામે મુગલોને મદદ કરી, તેથી ઔરંગજેબે એક પત્ર લખી એને દીલ્હી બોલાવ્યો. ૧૬૬૬ માં શીવાજી પોતાનાં છોકરા સંભાજીને લઈને દીલ્હી ગયો. ઔરંગજેબે તેને પોતાની દરબારમાં હલકી પદવી આપી અને દીલ્હીમાં નજર કેદ રાખ્યો; પણ શીવાજી તદબીરથી પોતાનાં છોકરા સાથે દીલ્હી છોડી ગયો, ને દખણમાં આવી ઔરંગજેબ સામે લડાઈ ઉઠાવી. જોધપુરનાં રાજા જેશવંતસીંગના વચ્ચે પડવાથી થોડા વખતમાં ઔરંગજેબ અને શીવાજી વચ્ચે પાછી સલાહ થઈ. ૧૬૭૦ માં શીવાજીએ ફરીથી સુરત લુટયું; અને પોતાનાં મુલકના રાજ્ય કારભાર વિષે પકકો બંદોબસ્ત કરીને ૧૬૭૪ માં તેણે રાયગઢમાં મહારાજા ધીરાજનો ખેતાબ ધારણ કીધો, અને સોનાંથી પોતાની તુલના કરીને તે સોનું બ્રાહ્મણોને વેંહેંચી આપ્યું. શીવાજી ૧૬૮૦ માં રાયગઢમાં મરણ પામ્યો, ને એની પછી એનો છોકરો સંભાજી ગાદીએ બેઠો.

**ઔરંગજેબનો દખણપર સ્વારી**—(૧૬૮૩—૧૭૦૭). દખણ તાબે કરવાને ઔરંગજેબે ૨૫) વર્ષ સુધી પોતાનાં સરદારો મારફતે લડાઈ ચલાવી. પણ જ્યારે ફાવ્યો નહીં ત્યારે પંડે ૧૬૮૩ માં દખણપર ચઢયો, અને મુઓ ત્યાં લગી ચોવીશ વર્ષ દખણમાં રહીને લડયો. ૧૬૮૬ માં બીજાપુર, અને ૧૬૮૭ માં ગોલકોન્ડા તેણે ખાલસા કર્યાં, પણ તે મરેઠા સામે પુરેપુરો ફાવ્યો નહીં. ૧૬૮૯ માં શીવાજીનો છોકરો સંભાજી એનાં હાથમાં કેદ પકડાયો, તેને એણે મારી નખાવ્યો, અને તેના છ વર્ષના છોકરા શાહુને કેદ રાખ્યો. મરેઠી સરદારો આ બનાવથી ડર્યાં નહીં, ને સંભાજીના સાવકા ભાઈ રાજારામને તેઓએ ગાદીએ બેસાડયો, ને ૧૭૦૦ માં રાજારામના મરણ પછી તેના નાના છોકરા શીવાજી બીજાને રાજા કર્યો, જેની નાની વયને લીધે તેની મા તારાબાઈ

રાજ્ય કારભાર ચલાવવા લાગી. ઔરંગજેબે ૧૭૦૧ સુધીમાં મરેઠાના ઘણા ખરા કિલ્લા તાબે કર્યા, પણ ૧૭૦૫ સુધીમાં મરેઠા તે પાછા લેવામા ફતેહ પામ્યા. મરેઠાઓ સામે ફાવ્યા વગર ૧૭૦૭ માં ઔરંગજેબ અહમદનગરમાં મરણ પામ્યો.

ઔરંગજેબ કામમાં ઉમંગી અને રાજ્ય કારભારમાં ઘણો કુશળ હતો; મુસલમાની ધર્મપર એનું ઘણું આકીન હતું, અને હિંદુઓને એ ધિક્કારતો હતો. બાપને પદભ્રષ્ટ કરીને, ભાઈઓના ખુન કરીને, અને હિંદુઓપર જુલમ પાડીને એણે પોતાની કીર્તિને ડાઘ લગાડ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### મુગલ રાજ્યની પડતી હાલત—૧૭૦૭—૧૮૫૭.

### ઔરંગજેબ પછીના દીલ્હીના બાદશાહો.

| | | |
|---|---|---|
| ૭. | બાહાદુરશાહ (અથવા શાહઆલમ પેહેલો) | ૧૭૦૭—૧૭૧૨ |
| ૮. | જાંહાંદારશાહ | ૧૭૧૨—૧૭૧૩ |
| ૯. | ફરૂખશીર | ૧૭૧૩—૧૭૧૯ |
| ૧૦. | મહમદશાહ | ૧૭૧૯—૧૭૪૮ |
| ૧૧. | અહમદશાહ | ૧૭૪૮—૧૭૫૪ |
| ૧૨. | આલમગીર બીજો | ૧૭૫૪—૧૭૫૯ |
| ૧૩. | શાહઆલમ બીજો | ૧૭૫૯—૧૮૦૬ |
| ૧૪. | અકબર બીજો | ૧૮૦૬—૧૮૩૭ |
| ૧૫. | મહમદ બાહાદુરશાહ | ૧૮૩૭—૧૮૫૭ |

---

૧૭૦૭—ઔરંગજેબના ત્રણ છોકરા ગાદી માટે વઢયા, પણ તેનો વડો છોકરો મુઆઝીમ જુલફીકરખાં નામના સરદારની મદદથી પોતાના ભાઈઓ આલમ અને કામબખશને મારી નાખીને બાહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

૧૭૧૦—સીખ લોકનો પંથ જે બાબરના વખતમાં નાનક નામના પુરૂષે પંજાબમાં સ્થાપ્યો હતો, તે લોકોએ બાદશાહ સામે બંડ ઉઠાવ્યું; બાહાદુરશાહ પોતે તેમની સામો લડવા ગયો, અને તેમને ડુંગરોમાં હાંકી કાઢયા; પણ તેમને પુરેપુરા વશ કરી શકયો નહીં.

૧૭૧૨—બાહાદુરશાહ મરણ પામ્યો; અને તેના વડા છોકરા જાંહાંદારશાહાને જુલફીકરખાંએ ગાદીપર બેસાડયો. જુલફીકરખાં વઝીર થઈને સઘળો રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો.

૧૭૧૩—જાંહાંદારશાહના ભત્રીજા ફરૂખશીરે ગાદીનો દાવો કીધો, અને તેને બાહાર પ્રાંતના સુબા સૈયદ હુસેનઅલીએ અને અલહાબાદ પ્રાંતના સુબા સૈયદ અબદલ્લાએ મદદ કરી. આ સૈયદ ભાઈઓએ આગ્રા પાસે જુલફીકરખાં અને જાંહાંદારશાને હરાવીને મારી નાખ્યા, અને ફરૂખશીરને બાદશાહ કર્યો. હુસેનઅલી વઝીર થયો, ને અબદલ્લા સેનાધિપતી થયો.

૧૭૧૬—સીખ લોકોએ પાછું બંડ ઉઠાવ્યું; પણ મુગલોને હાથે તેઓ હાર્યા, અને તેમનો સરદાર બંદા અને ઘણાએક સીખો કેદ પકડાયા, જેઓને ઘણાંજ ઘાતકીપણાંથી રીબાવીને મારી નાખ્યા.

૧૭૧૯—સૈયદ ભાઈઓથી છુટો થવાની ફરૂખશીરે કોશેશ કરવા માંડી, તથી સૈયદ હુસેનઅલીએ તને મારી નાખ્યો; અને એક પછી

એક ત્રણ નાના છોકરાઓને બાદશાહ કર્યા જેમાંના બે થોડા માસમાં મરણ પામ્યા, ને ત્રીજો મહમદશાહ એ વર્ષના સપ્ટેમબર મહીનાથી રાજ કરવા લાગ્યો.

૧૭૨૦—નીઝામ-ઉલ-મુલ્ક અને અયોઢયાના હાકેમ સાદતખાંએ સૈયદ ભાઈઓની સામે એકસંપ કર્યો. નીઝામે બંડ ઉઠાવ્યું અને પોતાની આગલી સુબેદારી પાછી મેળવવાને દખણ તરફ કુચ કરી. હુસેનઅલી બાદશાહને સાથે લઈને તેની પાછળ ગયો, પણ માર્ગમાં તેને કોઈએ મારી નાખ્યો. સૈયદ અબદલા દીલ્હી અને આગ્રાની વચ્ચે શાહપુરની લડાઈમાં નીઝામ-ઉલ-મુલ્કને હાથે હાર્યો અને માર્યો ગયો. નીઝામ દીલ્હી આવીને બાદશાહનો વઝીર થયો.

૧૭૨૪—નીઝામ-ઉલ-મુલ્ક હૈદ્રાબાદમાં રાજધાની કરીને દખણમાં સ્વતંત્રપણે રાજ કરવા લાગ્યો.

૧૭૩૬—મરેઠી પેશવા બાજીરાવ પેહેલાએ દીલ્હીપર ચડાઇ કરી; નીઝામ-ઉલ-મુલ્ક બાદશાહની મદદે આવ્યો, પણ ભોપાલની લડાઈમાં બાજીરાવે તેને હરાવ્યો.

૧૭૩૮—ઈરાનનો રાજા નાદીરશાહ હેરાત અને કંદહાર જીતી લીધા પછી હિંદુસ્તાનપર ચઢયો, અને કર્નાલની લડાઈમાં મહમદશાહની ફોજને હરાવીને દીલ્હીમાં પેઠો, ને ત્યાં લુટ ને કતલ ચલાવી. દીલ્હીમાંથી શાહજાંહાંનું મોરાસન અને પુષ્કળ ખજાનો લઈને તે પાછો ફર્યો.

૧૭૪૭—નાદીરશાહના મરણ પછી તેનો એક સરદાર અહમદશાહ અબદલી કંદહારનો રાજા થયો હતો, તેણે હિંદુસ્તાનપર પેહેલી ચડાઈ કરી.

૧૭૪૮—સરહિંદની લડાઈમાં અહમદશાહ અબદલીને શાહજાદા અહમદ અને વજીર કમરૂદીને હરાવ્યો.

૧૭૪૮—મહમદશાહ મરણ પામ્યો, અને તેનો છોકરો અહમદશાહા ગાદીએ બેઠો. (એજ વર્ષમાં નીજામ-ઉલ-મુલ્ક અને શાહુ રાજા મરણ પામ્યા.)

૧૭૫૧—અહમદશાહ અબદલીએ બીજીવાર હિંદુસ્તાનપર ચઢાઈ કરી, પણ તેને બાદશાહે લાહોર અને મુલતાન આપી પાછો વાળ્યો.

૧૭૫૪—નીજામ-ઉલ-મુલ્કના પૌત્ર ગાજીઉદ્દીનની સલાહથી ઉમરાવોએ અહમદશાહાને ગાદીએથી ઉડાડી મુકયો, અને તેના કાકા આલમગીર બીજાને ગાદી આપી. અહમદશાહને આંધલો કરી કેદખાનામાં નાખ્યો જ્યાં તે મરણ પામ્યો.

૧૭૫૬—અહમદશાહ અબદલી ત્રીજીવાર હિંદુસ્તાનપર ચઢી આવ્યો, ને દીલ્હી લુટી પાછો ફર્યો.

૧૭૫૯—અહમદશાહ અબદલીએ ચોથીવાર હિંદુસ્તાનપર ચઢાઈ કરી.

„ ગાજીઉદ્દીને આલમગીર બાદશાહને મારી નાખ્યો; અને બાદશાહાનો છોકરો શાહઆલમ જે ગાજીઉદ્દીનને લીધે દીલ્હી છોડી બાહાર પ્રાંતમાં ભમ્યા કરતો હતો, તે નામનો બાદશાહ થયો. (૧૭૭૧ સુધી શાહઆલમ દીલ્હીમાં પગ મેલી શકયો નહીં, ને અલાહબાદમાં અંગ્રેજોના આશરા હેઠળ રહ્યો.)

૧૭૬૦—અહમદશાહ અબદલીએ બીજીવાર દીલ્હી લુટયું.

„ ઉડગીરની લડાઈમાં મરેઠી સરદાર સદાશીવરાવ ભાઉએ નીજામ સલાબતજંગને હરાવ્યો.

૧૭૬૧—પાનીપતની ત્રીજી લડાઇમાં અહમદશાહ અબદલીએ સદાશીવરાવ ભાઉની સરદારી હેઠળ મરેઠી ફોજને હરાવી.

૧૭૮૮—ગુલામ કાદર નામના એક સરદારે શાહઆલમ બાદશાહની આંખો ફોડી નાખી. મરેઠાઓએ બાદશાહને છોડાવ્યો, ને પોતાના કબજામાં રાખ્યો.

૧૮૦૩—અંગ્રેજ સરદાર લોર્ડ લેકે દીલ્હી લીધું, અને શાહઆલમને મરેઠાના હાથમાંથી છોડવ્યો.

૧૮૦૬—શાહઆલમ મરણ પામ્યો, અને તેનો છોકરો અકબર બીજો અંગ્રેજોના આશરા હેઠળ નામનો બાદશાહ થયો.

૧૮૩૭—અકબર બીજો મરણ પામ્યો, અને તેનો છોકરો મહમદ બાહદુરશાહ પણ નામનો બાદશાહ થયો.

૧૮૫૭—દેશી સીપાઇઓએ બળવો કર્યો, તેમાં મહમદ બાહાદુરશાએ ભાગ લીધો. તેથી અંગ્રેજોએ એને દેશનીકાલ કરી રંગુનમાં રાખ્યો, જ્યાં એ ૧૮૬૨ માં મરણ પામ્યો.

## નીજામ-ઉલ-મુલ્ક (અસોફજાહ).

મુગલ રાજ્યમાં નીજામ-ઉલ-મુલ્ક એક પ્રખ્યાત લડવૈયા તરીકે જણાયલો છે. ૧૭૧૩ માં ફરૂખશીરના ગાદીપર આવ્યા પછી એ જુલફીકરખાંની જગાએ દખણનો સુબેદાર થયો. ૧૭૧૪ માં બાદશાહના વજીર સૈયદ હુસેન અલીએ એને એની જગાએથી ખસેડ્યો ને પોતે દખણનો સુબેદાર થયો નીજામ-ઉલ-મુલ્ક અયોદ્ધયાના નવાબ સાદતખાં સાથે મળી જઇને સૈયદ ભાઇઓની સામો થયો, ને શાહાપુરની લડાઇમાં સૈયદ અબદલ્લાને હરાવી તેણે સૈયદોની સત્તાનો અંત આણ્યો (૧૭૨૦). નીજામ બાહાદશાહનો વજીર થયો, ને તેણે પોતાનો દખણના સુબેદારનો આગલો ઓધ્ધો પણ ધારણ કીધો. ૧૭૨૪ માં એ દખણમાં ગયો, ને હૈદ્રાબાદનું રાજ્ય સ્થાપી સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો.

૧૭૩૯ માં જ્યારે બાજીરાવ પેશ્વાએ દીલ્હીપર ચઢાઈ કીધી ત્યારે નીઝામ બાદશાહની મદદે ગયો, પણ બાજીરાવે ભોપાલની લડાઈમાં એને હરાવ્યો. ૧૭૪૮ માં આ બાહાદુર લડવૈયો ૧૦૪ વર્ષની ઉમરે મરણ પામ્યો.

---

## પ્રકરણ ૭ મું.

### મરેઠી રાજ્યની ચઢતી અને તેનો અંત. ૧૭૦૭—૧૮૪૮

### મરેઠી રાજા.

૧. શીવાજી ........................................ ૧૬૬૪-૧૬૮૦
૨. સંભાજી .... ..................................... ૧૬૮૦-૧૬૮૯
૩. રાજારામ ........................................ ૧૬૮૯-૧૭૦૦
૪. શીવાજી બીજો .................................. ૧૭૦૦-૧૭૦૮
૫. શાહુ ............................................. ૧૭૦૮-૧૭૪૮
૬. રામરાજા ........................................ ૧૭૪૮-૧૭૭૭
૭. શાહુ બીજો ..................................... ૧૭૭૭-૧૮૧૮
૮. પ્રતાપસિંગ (બાળા સાહેબ) ........................ ૧૮૧૮-૧૮૩૭
૯. શાહાજી (આપા સાહેબ)............................ ૧૮૩૭-૧૮૪૮

ઔરંગજેબના મરણ પછી તેના છોકરા આજમે સંભાજીના છોકરા શાહુને છોડી મૂકયો, અને શાહુ પોતાનું રાજ લેવા આવ્યો. આ વખતે સતારામાં શીવાજી બીજો રાજ કરતો હતો, અને તેની મા તારાબાઈ રાજ્ય કારભાર ચલાવતી હતી. તારાબાઈ શાહુની સામે થઈ, પણ કેટલાક મરેઠી સરદારો શાહુ સાથે મળી ગયા, તેથી તારાબાઈનું કાંઈ ચાલ્યું નહીં. શાહુ સતારાની ગાદીપર બેઠો, અને તારાબાઈ પોતાના છોકરા સાથે કોલ્હાપુરમાં જઈ રહી, (૧૭૦૮). મુગલ દરબારમાં

કેળવાયાથી શાહુને એશઆરામ ઘણો પસંદ હતો, તેથી તેણે સઘળો રાજ્ય કારભાર ૧૭૧૪ માં પોતાના વજીર બાલાજી વિશ્વનાથને સોંપ્યો. આ વખતથી મરેઠી રાજમાં પેશ્વા (વજીર) કરતા હરતા થયા, અને રાજાઓ માત્ર નામનાજ રહ્યા. શાહુ ૧૭૪૮ માં મરણ પામ્યો, અને તેની પછી ચાર નામના રાજા થયા. છેલ્લો રાજા આપા સાહેબ ૧૮૪૮ માં મરણ પામ્યો, ત્યારે અંગ્રેજોએ સતારાનું રાજ્ય ખાલસા કર્યું.

## પેશ્વાનો અમલ (૧૭૧૪—૧૮૧૮)

૧. બાલાજી વિશ્વનાથ ...................... ૧૭૧૪-૧૭૨૦
૨. બાજીરાવ પેહેલો .... .................. ૧૭૨૦-૧૭૪૦
૩. બાલાજી બાજીરાવ ...................... ૧૭૪૦-૧૭૬૧
૪. માધવરાવ પેહેલો ...................... ૧૭૬૧-૧૭૭૨
૫. નારાયણરાવ .............................. ૧૭૭૨-૧૭૭૩
૬. સવાઈ માધવરાવ ...................... ૧૭૭૪-૧૭૯૫
૭. બાજીરાવ બીજો .......................... ૧૭૯૫-૧૮૧૮

## બાલાજી વિશ્વનાથ—૧૭૧૪-૧૭૨૦

બાલાજી વિશ્વનાથ શાહુનો વજીર અને પેહેલો પેશ્વા હતો. ૧૭૧૪ માં શાહુ રાજાએ સઘળો રાજ્ય કારભાર એને સોંપ્યો. બાલાજીએ પોતાની હુશીઆરીથી મરેઠી રાજ્યને જોરપર આણ્યું. ૧૭૧૮ માં બાલાજી એક ફોજ લઇને સૈયદ ભાઇઓની મદદે દીલ્હી ગયો. બાદશાહના વજીર સૈયદ હુસેનઅલીએ તેને દખણની ચોથનો તથા પુના ને સતારાના મુલક ઉપરની સ્વતંત્ર સત્તાનો કરાર લખી આપ્યો (૧૭૨૦). બાલાજી ૧૭૨૦ માં મરણ પામ્યો.

## બાજીરાવ પેહેલો—૧૭૨૦-૧૭૪૦.

બાલાજીનો છોકરો બાજીરાવ મરેઠી રાજ્યમાં શીવાજીની માફક એક લડવૈયા તરીકે પ્રખ્યાત થઇ ગયોછે. એ ઘણો સ્વદેશાભીમાની, શુરવીર, અને ભણેલો હતો. એણે મરેઠી રાજ્યને ઘણું વધાર્યું અને લડવામાં જેઓ કુશળ માલમ પડ્યા તેઓને ઉંચી પદવીએ ચઢાવ્યા અને જાગીરો આપી. મહલારરાવ હોલકર અને રાણોજી સીંધ્યા, જેઓના વંશના રાજા હાલ ઇંદોર અને ગવાલ્યરમાં રાજ કરે છે, તેઓને ગરીબ અવસ્થામાંથી બાજીરાવે ઉંચી પદવીએ ચઢાવ્યા. બાજીરાવની મુખ્ય મતલબ મુગલાઈ રાજ્ય તોડીને ભરતખંડના ધણી થવાની હતી. મુલકો લડીને મેળવવામાં એ કુશળ હતો, પણ રાજનો વહિવટ કરવામાં એ શીવાજીના જેવો હુશીઆર હતો નહીં. ૧૭૩૪ માં બાજીરાવે માલવા પ્રાંત તાબે કીધો. એજ વર્ષમાં મરેઠી ફોજના સેનાધિપતી ત્રીંબકજી દાભાડે અને બાજીરાવ વચ્ચે દભોઇ આગળ લડાઇ થઇ, જેમાં ત્રીંબકજી હાર્યો અને માર્યો ગયો. ૧૭૩૬ માં એણે ભોપાલની લડાઇમાં નીજામ ઉલ-મુલ્કને હરાવ્યો, અને માલવા પ્રાંત, નર્મદા અને ચંબલની વચ્ચેનો મુલક, અને પચાસ લાખ રૂપીઆ બાદશાહ પાસથી અપાવવાનો કરાર લખી આપવાને નીજામને ફરજ પાડી. ૧૭૩૯ માં બાજીરાવના ભાઇ ચીમનાજી આપાએ બે મહીના સુધી ફીરંગી સાથે લડીને વસાઇનો કિલ્લો લીધો. બાજીરાવ ૧૭૪૦ માં મરણ પામ્યો.

## બાલાજી બાજીરાવ—૧૭૪૦-૧૭૬૧.

બાજીરાવનો વડો છોકરો બાલાજી બાજીરાવ ૧૭૪૦ માં પેશ્વા થયો. એ આળસુ અને ખંદો હતો, પણ દયાળુ હતો. એના વખતમાં બીરારના

રાજાએ પોતાની સત્તા પૂર્વ તરફ ઘણી વધારી, અને બંગાલાપર કેટલીક સ્વારી કરીને ત્યાંથી ચોથ લીધી. ૧૭૫૭ માં બાલાજીએ કર્નાટક પર સ્વારી કરી અને આર્કટના નવાબ અને મૈસુરના રાજા કનેથી ખંડણી લીધી. ૧૭૬૦ માં ઉડગીરની લડાઈમાં પેશ્વાના ભાઈ સદાશીવરાવ ભાઉએ નીઝામ સલાબતજંગને હરાવ્યો, અને તેને દોલતાબાદ, આસીરગઢ, બીજાપુર અને ઔરંગાબાદ મરેઠાને આપવાની ફરજ પાડી. ૧૭૫૮ માં પેશ્વાના બીજા ભાઈ રાઘોબાએ લાહોરપર ચઢાઈ કીધી હતી, તેથી અહમદશાહ અબદલ્લી સિંધુ નદી ઓળંગી ચોથીવાર હિંદુસ્તાનપર ચઢી આવ્યો ને હોલકર અને સીંધ્યાને હરાવ્યા. અહમદશાહની સામે થવાને સદાશીવરાવ ભાઉ અને પેશ્વાના છોકરા વીશ્વાશરાવે ઉત્તર તરફ કુચ કરી; પણ પાણીપતની ત્રીજી લડાઈમાં અહમદશાહ અબદલીના હાથપર મરેઠાઓએ સખત હાર ખાધી, અને સદાશીવરાવ અને વીશ્વાશરાવ માર્યા ગયા (૭ મી જાનેવારી ૧૭૬૧). આ માઠા સમાચાર સાંભળતાંજ બાલાજી પેશ્વાને એવો તો ગમ લાગ્યો કે એજ વર્ષના જુન મહીનામાં એ મરણ પામ્યો.

## માધવરાવ—૧૭૬૧-૧૭૭૨.

બાલાજી પછી એનો છોકરો માધરાવ ૧૭ વર્ષની ઉમરે પેશ્વા થયો, અને એની નાની વયને લીધે એનો કાકો રાઘોબા રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો. હૈદ્રાબાદના નીજામે મરેઠી મુલક પર ચઢાઈ કરીને પુના લુટયું, પણ મરેઠાએ મુગલોને હરાવીને હાંકી કાઢયા. ૧૭૬૪ માં મૈસોરના રાજા હૈદરઅલીએ મરેઠી મુલકપર ચઢાઈ કરી. માધવરાવ પેશ્વા પોતે હૈદરની સામો ગયો, અને તેને હરાવીને ૩૨ લાખ રૂપીઆ લઈ પાછો કાઢયો. રાઘોબાએ અરધું રાજ મેળવવાની મતલબથી બંડ

કર્યું; પણ માધવરાવે તેને હરાવી મેહેલમાં કેદ રાખ્યો, ને ૧૭૭૨ માં છોડયો. ત્યાર પછી માધવરાવે હૈદરના મુલકપર ચઢાઇ કરી, અને ચેરકુલીની લડાઇમાં હૈદરને હરાવીને લાભકારી શરતોએ સલાહ કરવાની ફરજ પાડી (૧૭૭૨). એજ વર્ષની આખિરીએ માધવરાવ ૨૮ વર્ષની ઉમરે મરણ પામ્યો. એ ઘણો શુરો અને ચતુર પેશ્વા હતો, અને રૈયતને સુખી કરવાને ઘણો આતુર હતો. એના વખતમાં સખારામ બાપુ અને નાના ફડનવીસ નામના ચતુર રાજ્ય કારભારી, રામશાસ્ત્રી નામનો પ્રખ્યાત ન્યાયધીશ, અને ત્રીંબકરાવ મામા અને હરીપંત નામના બાહાદુર સરદારો હતા.

## નારાયણરાવ—૧૭૭૨-૧૭૭૩.

માધવરાવને પુત્ર નહીં હોવાથી તેનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો, ને રાઘોબા પાછો રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો. ૧૭૭૩ માં રાઘોબાએ તેની બાયડી આનંદીબાઇની શીખવણીથી નારાયણરાવનું ખુન કરાવ્યું, ને પોતે પેશ્વાનો ઓધ્ધો ધારણ કીધો. મુખ્ય મરેઠી સરદારો સખારામ બાપુ, નાના ફડનવીસ, હરીપંત, અને ત્રીંબકરાવ મામા રાઘોબાની સામા થયા, અને જોકે પેહેલાં તેઓને રાઘોબાએ હરાવ્યા, પણ ૧૭૭૪ માં નારાયણરાવની બાયડીએ એક છોકરાને જનમ આપવાથી રાઘોબાને પુનું છોડી જવું પડયું, ને મરેઠી સરદારોએ આ બાળકને પેશ્વા તરીકે જાહેર કરીને રાજ્ય કારભાર ચલાવ્યો. રાઘોબા મુંબઇમાં અંગ્રેજોની મદદ મેળવવામાં ફતેહ પામ્યો.

## સવાઇ માધવરાવ—૧૭૭૪-૧૭૯૫.

મરેઠી સરદારોએ સવાઇ માધવરાવને ૧૭૭૪ માં પેશ્વા કર્યો. રાઘોબાને પેશ્વાની ગાદી અપાવવા માટે અંગ્રેજોએ મદદ કરી. અંગ્રેજ

અને મરેઠા વચ્ચે ૧૭૭૫ થી ૧૭૮૨ સુધી લડાઇ ચાલ્યા કીધી, પણ અંગ્રેજો મરેઠા સામે પુરેપુરા ફાવી શક્યા નહીં, અને આખરે ૧૭૮૨ માં સાલબાઇ આગળ અંગ્રેજ અને મરેઠા વચ્ચે સંધી થઇ, જેની એક શરતથી માધવરાવને પેશ્વા તરફથી મહીને દહાડે રૂ ૨૫૦૦૦ મળતા થયા. આ વખતે મુખ્ય રાજ્ય કારભારી નાના ફડનવીસ હતો, અને માહાદાજી સીંધ્યા એક પ્રખ્યાત લડવૈયા તરીકે જણાયો હતો. સીંધ્યાએ દીલ્હીના બાદશાહને પોતાના કબજામાં રાખ્યો હતો, અને હોલકરને હરાવીને હિંદુસ્તાનમાં પોતાનો અમલ ઘણો મજબુત કર્યો હતો. પછી સીંધ્યાએ નાના ફડનવીસની સત્તા ઓછી કરવાનો નિશ્ચય કર્યો, અને પુને આવ્યો; પણ ૧૭૯૪ માં આ બળવાન સરદાર મરણ પામ્યો. ૧૭૯૫ માં નીજામે ચઢેલી ખંડણી નહીં ભરી તેથી પેશ્વાએ તેના મુલક ઉપર સ્વારી કરી. કુર્દલાની લડાઇમાં પેશ્વાએ નીજામને હરાવ્યો, અને ત્રણ કરોડ રૂપીઆ અને કેટલોક મુલક આપવાની ફરજ પાડી. રાઘોબાના છોકરાઓને નાના ફડનવીસે કેદ રાખ્યા હતા તેઓને છોડવવાને માધવરાવ પેશ્વાએ કોશેશ કરી, પણ નાનાએ તેની મતલબ પાર પડવા દીધી નહીં, અને રાઘોબાના છોકરાઓ સાથે વેહેવાર રાખવાને પેશ્વાને મના કરી, તેથી માધવરાવ અગાશીપરથી નખાવી દેઇ આપઘાત કરી મુઓ (૧૭૯૫).

## બાજીરાવ બીજો—૧૭૯૫-૧૮૧૮.

બાજીરાવ રાઘોબાનો છોકરો હતો. સવાઇ માધવરાવનાં મરણ પછી કોઇ વારસ નહીં હોવાને લીધે નાના ફડનવીસ અને દોલતરાવ સીંધ્આએ બાજીરાવને પેશ્વાની ગાદી આપી, જોકે એની ઉપર એ લોકોને ભરોસો હતો નહીં. એ ઘણો નબળો રાજા હતો, અને મરેઠી સરદારોને એણે પોતાના બાપનું વેર લેવાની મતલબથી માહોમાહે લડાવી માર્યા,

અને એવી રીતે મરેઠી રાજ્યની પડતી આણી. ૧૮૦૦ માં પ્રખ્યાત રાજ્ય કારભારી નાના ફડનવીસ મરણ પામ્યો, ત્યારથી મરેઠી રાજ્યની પડતી શરૂ થઇ. સીંધ્યા અને હોલકર વચ્ચેની લડાઇમાં પેશ્વાએ સીંધ્યાનો પક્ષ પકડયો, તેથી ૧૮૦૧ માં જેશવંતરાવ હોલકર દખણમાં આવ્યો, અને પુનાનો કબજો લઇ પેશ્વાને પુનામાંથી હાંકી કાઢયો. પેશ્વા વસાઇ ગયો અને અંગ્રેજોની મદદ માંગી. ૧૮૦૨ માં અંગ્રેજો અને પેશ્વા વચ્ચે વસાઇમાં સંધી થઇ, જેની શરતથી પેશ્વાએ પુનામાં પોતાના બચાવને ખાતર અંગ્રેજી લશકર રાખવાને અને તેનો ખરચ આપવાને કબુલ કીધું, અને અંગ્રેજોએ પેશ્વાને પુનાની ગાદીપર પાછો બેસાડવાને કબુલ્યું. ૧૮૦૩ માં અંગ્રેજ સરદાર જેનરલ વેલસ્લીએ પેશ્વાને પુને લાવી પાછો ગાદીએ બેસાડયો. મરેઠી સરદારો સીંધ્યા, હોલકર, અને બીરારના રાજા રઘુજી ભોંસ્લેને પેશ્વાએ અંગ્રેજો સાથે કરેલી સંધી પસંદ પડી નહીં, અને તેઓએ અંગ્રેજો સામે લડાઇ ઉઠાવી. આ બીજી મરેઠા સાથની લડાઇ ૧૮૦૩ થી ૧૮૦૫ સુધી ચાલી, તેમાં આ ત્રણે સરદારો હાર્યા અને તેઓને પોતાનો કેટલોક મુલક અંગ્રેજોને આપવાની ફરજ પડી. તેર વર્ષ સુધી અંગ્રેજોના આશરા હેઠલ રાજ્ય કર્યા પછી અંગ્રેજોની જુસરી હેઠળથી નિકળી જવાને પેશ્વાએ ઠરાવ કર્યો, ને ૧૮૧૭ માં અંગ્રેજો સામે લડાઇ ઉઠાવી. આ ત્રીજી મરેઠા સાથની લડાઇમાં અંગ્રેજોએ પેશ્વાની ફોજને ખડકી, કોરેગામ અને આસ્ટે આગલ હરાવી (૧૮૧૭-૧૮૧૮). પેશ્વા આખરે ૧૮૧૮ માં સર જોન માલકમને શરણ થયો. અંગ્રેજોએ એનું રાજ્ય લઇને એને આઠ લાખ રૂપીઆનું વર્ષાસન બાંધી આપ્યું, અને એને કાનપુર પાસે બીથુર ગામમાં રાખ્યો, જ્યાં એ ૧૮૫૩ માં મરણ પામ્યો.

# પ્રકરણ ૮ મું.

## યુરોપીયન સંસ્થાનો.

### ૧. ફીરંગી.

પંદરમાં સૈકાની આખરે ફીરંગી (પોર્તુગીસ) લોકોએ યુરોપથી હિંદુસ્તાન આવવાનો જળમાર્ગ શોધી કાઢયો. ૧૪૯૮ માં તેમનો પ્રખ્યાત વહાણવટી વાસ્કો-ડી-ગામા મલબાર કોસ્તાપુર કલીકટ બંદર આગળ એક કાફલા સહિત આવ્યો, અને ત્યાં થોડો વખત રહીને પોર્તુગલ પાછો ફર્યો. ૧૫૦૦ માં કાબ્રાલ, ૧૫૦૨ માં વાસ્કો-ડી-ગામા પાછો, અને ૧૫૦૪ માં આલ્બુકર્ક નામના બે ભાઈઓ કાફલા સહિત હિંદુસ્તાનમાં આવ્યા, અને માલ ભરી પાછા ફર્યા. એ પ્રમાણે આ દેશનો વેપાર ફીરંગીઓએ એક હાથ કરી લીધો.

૧૫૦૫ માં પોર્તુગલના રાજાએ ફ્રાન્સીસ આલમીડાને હિંદુસ્તાનનો સુબો ઠરાવી મોકલ્યો. વીનીશિયન લોકો જેઓ જમીનને માર્ગે હિંદુસ્તાન જોડે વેપાર ચલાવતા હતા, તેઓની ઉસ્કેરણીથી ૧૫૦૮ માં મીસર દેશના હાકેમે ફીરંગી લોકને હાંકી કાઢવાને હિંદુસ્તાન ભણી એક મોટો કાફલો મોકલ્યો, જેના સાથે ગુંજરાતનો હાકેમ પણ પોતાના કાફલા સહિત જોડાયો. આલમીડાનો છોકરો મુંબઈની દક્ષિણે ચેઉળના બંદરમાં આ બન્ને કાફલાની સામો થયો, પણ હાર્યો અને માર્યો ગયો. આ હારની ખબર મળતાંજ આલમીડા શત્રુના કાફલાની શોધમાં ગયો, અને દીવના બંદરમાં તેણે બન્ને કાફલાનો નાશ કર્યો (૧૫૦૮). એજ વર્ષમાં પ્રખ્યાત સેનાધિપતી આલફોન્સો આલ્બુકર્ક આલમીડાની જગાએ સુબો થયો. એના વખતમાં ફીરંગી લોકોએ હિંદુસ્તાનમાં સંસ્થાનો સ્થાપવા માંડયાં, અને એમનું બળ આ દેશમાં ઘણું વધ્યું. આલ્બુકર્કે

હિંદુસ્તાનમાં એક બળવાન ફીરંગી રાજ્ય સ્થાપવાની મતલબથી બીજાપુરના રાજા સાથે લડીને તેનું ગોવા શેહેર લઇ લીધું, અને તેને ફીરંગી રાજ્યનું મુખ્ય મથક કર્યું. ૧૫૧૫ માં પોરર્ટુગલના રાજાએ આ પ્રખ્યાત સુબાને વગર કારણ બરતરફ કર્યો. આ દુઃખ આલ્બુકર્કથી સહન થઇ શક્યું નહીં, અને એજ વર્ષમાં તે ગોવામાં મરણ પામ્યો.

આલ્બુકર્કના મરણ પછી સોળમી સદીના અંત સુધી ફીરંગી લોકોએ થોડાં સંસ્થાનો સ્થાપ્યાં. ૧૫૩૬ માં દીવનો બેટ એ લોકનાં તાબામાં આવ્યો. ૧૫૭૧ માં બીજાપુર, અહમદનગર, અને કલીકટના રાજાઓએ સાથે મળીને ગોવાપર ઘેરો નાખ્યો, પણ ફીરંગીઓએ તેમને હરાવીને હાંકી કાઢયા. સતરમી સદીમાં મુખ્યત્વે કરીને વલંદા લોકની હરીફાઇથી હિંદુસ્તાન અને એશિઆના બીજા ભાગમાં ફીરંગી લોકનું બળ ઓછું થતું ગયું. ૧૬૩૧ માં મુગલ બાદશાહ શાહજાંહાંનાં હુકમથી બંગાલાના સુબાએ તેમનાં હુગલીનાં સંસ્થાનનો નાશ કર્યો, અને તેમને બંગાલાની બહાર કાઢયા. ૧૬૪૦ માં મલાકામાંથી અને ૧૬૫૬ માં સીલોનમાંથી વલંદા લોકોએ તેમને હાંકી કાઢયા. ૧૬૬૨ માં શીવાજીને ખંડણી આપવાની ફીરંગી લોકોને ફરજ પડી. ૧૭૩૯ માં બાજીરાવ પેશ્વાના ભાઇ ચીમનાજી આપાએ તેમનો વસઇનો કિલ્લો લડીને લીધો. એ પ્રમાણે ફીરંગીઓએ ઘણાંખરાં સંસ્થાનો ખોયાં. હાલ હિંદુસ્તાનમાં તેમનાં ત્રણ સંસ્થાનછે,-ગોવા,દમન, અને દીવ.

## ૨. વલંદા.

સતરમી સદીમાં વલંદા લોકો પૂર્વ તરફનાં દેશો સાથે વેપાર ચલાવવા લાગ્યા, અને એશિઆમાં ફીરંગી લોકના હરીફ થઇ પડયા. તેઓએ ફીરંગી લોકનાં કેટલાંક સંસ્થાનો લઇ લીધાં, અને જાવા બેટમાં

બતેવિયાનું સંસ્થાન સ્થાપીને તેને પૂર્વમાં પોતાનું મુખ્ય મથક કર્યું. ૧૬૨૩ માં વલંદાઓએ પેસીફીક મહાસાગરમાં આવેલા એમબોયના બેટમાં થોડા અંગ્રેજોની કતલ કરી તેથી ઇંગ્લંડમાં ઘણો પોકાર થયો, અને વલંદા લોકને નુકસાની ભરી આપવી પડી. હિંદુસ્તાનમાં પણ વલંદા લોકોએ કેટલાંક સંસ્થાનો સ્થાપ્યાં; એમાંનાં મુખ્ય ચીનસુરા (બંગાલા પ્રાંતમાં) અને નેગેપટમ (કર્નાટક પ્રાંતમાં) હતાં. સુરતમાં પણ વલંદાઓએ પોતાની વેપારની કોઠી સ્થાપી હતી. હિંદુસ્તાન માહેલાં તેમનાં સઘળાં સંસ્થાનો પાછળથી અંગ્રેજોએ લઇ લીધાં, તેથી હાલ આ દેશમાં તેમનું એકપણ સંસ્થાન નથી.

## ૩. ડેન.

સતરમી સદીમાં ડેન લોકોએ પણ હિંદુસ્તાનમાં બે સંસ્થાનો સ્થાપ્યાં હતાં. એક ત્રાંકવીબાર સંસ્થાન દક્ષિણ કર્નાટકમાં હતું; અને બીજું સીરામપોર સંસ્થાન બંગાલામાં હતું. આ બન્ને સંસ્થાન અંગ્રેજ સરકારે ૧૮૪૫ માં ડેન લોકો પાસેથી વેચાતાં લીધાં.

## ૪. અંગ્રેજ.

સોળમી સદીની આખરે હિંદુસ્તાન અને એશિઆનાં બીજાં દેશો સાથે વેપાર ચલાવવાને ઇંગ્લંડના વેપારીઓએ 'ઇસ્ટ ઇન્ડયા કંપની' નામની એક પેઢી સ્થાપી; અને ૧૬૦૦ માં રાણી ઇલીઝાબેથ કનેથી પુર્વમાં વેપાર કરવાનો પટો મેળવ્યો. આ મતલબથી અંગ્રેજોના કાફલા 'કેપ' ને રસ્તે હિંદુસ્તાન ભણી આવવા લાગ્યા. ૧૬૦૮ માં ઇંગ્લંડના બાદશાહ પેહેલા જેમ્સ કનેથી ભલામણ પત્ર લઇને કેપટન હોકીન્સ જાંહાંગીર બાદશાહની દરબારમાં આવ્યો. જાંહાંગીરે તેને સારો આવકાર દીધો, અને હોકીન્સ ત્રણ વર્ષ લગી આગ્રામાં રહ્યો. ૧૬૧૩ માં

જાંહાંગીરે ચાર ઠેકાણે વેપારની કોઠી સ્થાપવાની અંગ્રેજોને પરવાનગી આપી. ૧૬૧૫ માં સર તોમસ રો ઈંગ્લંડના બાદશાહ પેહેલા જેમ્સના એલચી તરીકે જાંહાંગીરની દરબારમાં આવ્યો, અને ત્રણ વર્ષ સુધી હિંદુસ્થાનમાં રહ્યો. જાંહાંગીરે તેને બહુ માન આપ્યું, અને પોતાની દરબારમાં તેને સર્વેથી ઊંચી પદવી આપી. સર તોમસ રોએ જાંહાંગીરને સમજાવીને ઈસ્ટ ઈન્ડયા કંપનીને નડતી ઘણીએક અડચણો દુર કરી, અને તેમને *કેટલાક ફાયદાકારક હકો અપાવ્યા.

૧૬૧૬ માં અંગ્રેજોએ સુરત કલીકટ, અને મસ્લીપટમમાં કોઠી સ્થાપી. ઘણાં વર્ષ સુધી સુરત હિંદુસ્તાનમાં તેમનું મુખ્ય મથક હતું. ૧૬૩૮માં સુરત માહેલા એક અંગ્રેજ વૈદ દાકતર બ્રાઉતને શાહાજાંહાં બાદશાહની દીકરીને માંદગીમાંથી સાજી કરી, તેથી બાદશાહે ખુશી થઈને દાકટર બ્રાઉટનની અરજ ઉપરથી ઈસ્ટ ઈન્ડયા કંપનીને કેટલાક હકો બખશીઆ. એજ પ્રમાણે દાકતર બ્રાઉતનની કાબેલિઅતને લીધે બંગાલાના સુબા તરફથી કંપનીને બંગાલામાં વેપાર કરવાની છુટ મળી. ૧૬૩૯માં અંગ્રેજોએ મદ્રાસ સંસ્થાન સ્થાપ્યું, અને ફોર્ટ જયોર્જનો કિલ્લો બાંધ્યો, જે કોરોમાન્ડલ કોસ્તા પર કંપનીનું મુખ્ય મથક થયું. ઈંગ્લંડનો રાજા બીજો ચાર્લ્સ ૧૬૬૨માં પોર્ટુગલના રાજાની છોકરી સાથે પરણ્યો, ત્યારે પોર્ટુગલના રાજાએ મુંબઈ બેટ ચાર્લ્સને પેહેરામણીમાં આપ્યો હતો. આ બેટ ૧૬૬૮માં ચાર્લ્સ રાજાએ ઈસ્ટ ઈન્ડયા કંપનીને સ્વાધીન કર્યો. આ વખત પાછી પશ્ચિમ કોસ્તાપર મુંબઈ કંપનીનું મુખ્ય મથક થયું. ૧૬૯૬ માં અંગ્રેજોએ બંગાલામાં કલકતાનું સંસ્થાન સ્થાપ્યું, અને ફોર્ટ વીલ્યમનો કિલ્લો બાંધ્યો. બંગાલામાં કલકતા કંપનીનું મુખ્ય મથક થયું.

### ૫. ફ્રેન્ચ.

૧૬૬૪ માં ફ્રેન્ચ ઈસ્ટ ઈન્ડયા કંપની ઉભી થઈ, જેને અંગ્રેજ અને વલંદાની માફક સુરતમાં કોઠી સ્થાપી હતી. ૧૬૭૪ માં માર્તીન નામના એક ફ્રેન્ચ પુરૂષે પોન્ડીચરી શેહેર વસાવ્યું, અને તેને ફ્રેન્ચોનું મુખ્ય મથક કર્યું. ૧૬૮૮ માં ફ્રેન્ચોએ બંગાલામાં હુગલી નદીપર ચન્દરનગર શેહેર વસાવ્યું; અને ૧૭૨૫ માં લાબુર્દોને નામના એક ફ્રેન્ચ અમલદારની બાહાદુરીથી મલબાર કોસ્તાપર મહે બંદર ફ્રેન્ચોના હાથમાં આવ્યું. ૧૭૪૧ માં દુપ્લે પોન્ડીચરીનો હાકેમ થયો. આલ્બુકર્કની માફક દુપ્લેએ પણ હિંદુસ્તાનમાં એક બળવાન રાજ્ય સ્થાપવાનો મનસુબો કર્યો હતો, અને તે માટે પેહેલાં અંગ્રેજોને હાંકી કાઢવાને તેણે પ્રયત્ન કર્યો. શરૂઆતમાં દુપ્લે પોતાની મતલબમાં ફાવતો માલમ પડયો, અને દક્ષિણ હિંદુસ્તાનમાં અંગ્રેજોની ઘણી દુર્દશા થઈ; પણ પાછળથી અંગ્રેજો ફાવ્યા, અને ફ્રેન્ચોનું બળ ભાંગી પડયું. હાલ હિંદુસ્તાનમાં ફ્રેન્ચોનાં પાંચ સંસ્થાન છે,—પોન્ડીચરી, ચન્દરનગર, મહે, કરીકલ, અને યાનાઉન.

---

## પ્રકરણ ૯ મું.

### કર્નાટકમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે વિગ્રહ—૧૭૪૬-૧૭૬૧.

### કર્નાટકનો પેહેલો વિગ્રહ—(૧૭૪૬—૧૭૪૮)

૧૭૪૬—યુરોપમાં ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ ઉઠવાથી કર્નાટકમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે પેહેલો વિગ્રહ શરૂ થયો.

„ લાબુર્ડોને નામના ફ્રેન્ચ સરદારે અંગ્રેજોનું મદ્રાસ શેહેર લઈ લીધું, અને મદ્રાસ માહેલા અંગ્રેજો અને મુખ્ય રેહેવાસીઓને ફ્રેન્ચોએ પોન્ડીચરીમાં લાવી પુર્યા.

૧૭૪૭—પોન્ડીચરીના હાકેમ ડુપ્લેએ અંગ્રેજોના સેંત ડેવીડના કિલ્લા ઉપર હુમલો કર્યો, પણ અંગ્રેજોએ બાહાદુરીથી બચાવ કરી ફ્રેન્ચોને હઠાવ્યા.

૧૭૪૮—એડમીરલ બોસ્કોવને પોન્ડીચરીને ઘેરો ઘાલ્યો, પણ ફ્રેન્ચોએ બાહાદુરીથી બચાવ કરી અંગ્રેજોને ઘેરો ઉઠાવવાની ફરજ પાડી.

" યુરોપમાં 'એકસ-લા-શાપેલ' આગળ અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે સંધી થઇ તેથી હિંદુસ્તાનમાં પણ લડાઇ બંધ પડી.

## કર્નાટકનો બીજો વિગ્રહ—(૧૭૪૮-૧૭૫૫)

૧૭૪૮—દખણનો સુબેદાર નીજામ-ઉલ-મુલ્ક મરણ પામ્યો, અને તેનો છોકરો નાજીરજંગ ગાદીએ બેઠો; પણ નીજામના પૌત્ર મુજફ્ફર જંગે ગાદીનો દાવો કીધો. કર્નાટકના આગલા નવાબ દોસ્ત અલીનો જમાઇ ચન્દા સાહેબ મુજફ્ફરજંગ સાથે મળી ગયો, અને એ બન્ને શાહજાદાએ ફ્રેન્ચ હાકેમ ડુપ્લેની મદદ માગી. ડુપ્લેએ મુજફ્ફરજંગને હૈદ્રાબાદની ગાદીએ બેસાડવાને અને ચન્દા સાહેબને કર્નાટકનો નવાબ કરવા માટે લડાઈ ઉઠાવી. અંગ્રેજોએ અને નાજીરજંગે કર્નાટકના નવાબ અનવારૂદીનનો પક્ષ પકડયો તેથી ફ્રેન્ચ અને અંગ્રેજ વચ્ચે કર્નાટકનો બીજો વિગ્રહ શરૂ થયો.

૧૭૪૯—મુજફ્ફરજંગ અને ચન્દાસાહેબે ફ્રેન્ચોની મદદથી નવાબ અનવારૂદીનને અમ્બુરનાં રણમાં હરાવ્યો. નવાબ માર્યો ગયો; અને મુજફ્ફરજંગે દખણના સુબેદારનો ઓધ્ધો ધારણ કરીને ચન્દા સાહેબને આર્કટનો નવાબ ઠરાવ્યો.

૧૭૫૦—નાજીરજંગે કર્નાટકપર ચઢાઈ કરી, મુજફરજંગને કેદ પકડ્યો, અને અનવારૂદીનના છોકરા મહમદઅલીને આર્કટનો નવાબ કર્યો.

,, નાજીરજંગને એના નાયકોએ મારીનાખીને મુજફરજંગને છુટો કર્યો. મુજફજંગે પાછો દખણના સુબેદારનો ઓધ્ધો ધારણ કર્યો, અને ચન્દાસાહેબને પાછો આર્કટનો નવાબ બનાવ્યો.

૧૭૫૧—મુજફરજંગને પણ તેની રાજધાની તરફ જતાં રસ્તામાં નાયકોએ મારી નાખ્યો, અને, નીજામ-ઉલ-મુલ્કનો નાનો છોકરો સલાબતજંગ દખણનો સુબેદાર થયો.

૧૭૫૧—ચન્દાસાહેબ અને ફ્રેન્ચોએ ત્રીચીનાપોલીમાં મહમદઅલીપર હુમલો કર્યો.

,, મહમદઅલીનો છુટકારો કરવાની મતલબથી અંગ્રેજી અમલદાર કેપ્તન કલાઇવે ચન્દાસાહેબની રાજધાની આર્કટ ઉપર ૨૦૦ યુરોપીઅન અને ૩૦૦ દેશી સીપાઇઓ સહિત હુમલો કર્યો, અને તે શેહેરનો કબજો લીધો.

,, ચન્દાસાહેબે પોતાના છોકરા રાજાસાહેબને ૧૦૦૦૦ માણસ આપીને આર્કટ પાછું લેવા મોકલ્યો, પણ કલાઇવે આર્કટનો બાહાદુરીથી બચાવ કરીને રાજાસાહેબને પાછો ફેરવ્યો, અને તેની પાછળ જઇને આર્નીની લડાઇમાં તેને હરાવ્યો.

૧૭૫૨—અંગ્રેજ સરદારો મેજર લોરન્સ અને કલાઇવ ત્રીચીનોપોલી આગળ ચન્દાસાહેબ અને ફ્રેન્ચોની સામે થયા, અને તેમને ઘેરી લઇને ફ્રેન્ચ લશકરને હથીઆર છોડી દેવાની ફરજ પાડી. ચન્દાસાહેબ તાનજોરના લશકરના સેનાધિપતીને શરણ

ગયો, પણ તેણે ચન્દાસાહેબને મારી નાખ્યો; અને અંગ્રેજોએ મહમદઅલીને કર્નાટકનો નવાબ બનાવ્યો.

૧૭૫૪—ફ્રેન્ચ સરકારે ડુપ્લેને પાછો બોલાવી લીધો, અને તેની જગાએ ગોડહ્યુને હાકેમ નીમ્યો.

૧૭૫૫—નવા ફ્રેન્ચ હાકેમ ગોડહ્યુએ મહમદઅલીને નવાબ તરીકે કબુલ રાખ્યો, અને અંગ્રેજો સાથે સંધી કરીને કર્નાટકના બીજા વિગ્રહનો અંત આણ્યો.

**કર્નાટકનો ત્રીજો વિગ્રહ (૧૭૫૭-૧૭૬૧).**

૧૭૫૭—યુરોપમાં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ ઉઠવાથી હિંદુસ્તાનમાં કર્નાટકનો ત્રીજો વિગ્રહ શરૂ થયો.

૧૭૫૮—ફ્રેન્ચ સરદાર કાઉન્ટ-ડી-લાલીએ અંગ્રેજોનો ફોર્ટ સેંટ ડેવીડ લઇને તેને જમીન બરોબર કરી નાખ્યો, અને મદ્રાસને ઘેરો ઘાલ્યો.

૧૭૫૯—મેજર લોરેન્સે મદ્રાસનો બાહાદુરીથી બચાવ કર્યો અને લાલીને ઘેરો ઉઠાવવાની ફરજ પાડી.

૧૭૬૦—અંગ્રેજ સરદાર કરનલ કુટે લાલીને વાન્ડીવાશની લડાઇમાં હરાવ્યો, અને ફ્રેન્ચ સરદાર બુસીને કેદ પકડયો.

૧૭૬૧—કરનલ કુટે પોન્ડીચરી સર કર્યું, અને તેનો કિલ્લો તોડી નાખ્યો, લાલી કેદ પકડાયો, અને હિંદુસ્તાનમાં ફ્રેન્ચોનું બળ ભાંગી પડયું.

૧૭૬૬—કાઉન્ટ-ડી-લાલીને પેરીસમાં ફાંસી દીધો.

---

[ડુપ્લે.—ડુપ્લે ૧૭૩૧ થી ૧૭૪૧ સુધી ફ્રેન્ચ સંસ્થાન ચન્દરનગરનો હાકેમ હતો, અને ૧૭૪૧ માં પોન્ડીચેરીનો હાકેમ થયો. આલબુકર્કની માફક

એણે હિંદુસ્તાનમાં એક બળવાન ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાનો મનસુબો કર્યો, અને પોતાની મતલબમાં પાર પડવાને માટે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને તેણે બનતી તજવીજ કરી. ૧૭૪૬ માં લાબુર્ડોનેએ મદ્રાસ શેહેર લઇ લીધું, ને ત્રણ મહીના પછી ૪૪ લાખ રૂપીઆ લઇ અંગ્રેજોને પાછું આપવાનો કરાર કરીને તે યુરોપ ગયો. ડુપ્લેએ એ કરાર કબુલ રાખ્યો નહીં, અને અંગ્રેજોને અને મદ્રાસના મુખ્ય રેહેવાસીઓને પોન્ડીચરીમાં કેદ રાખ્યા. ૧૭૪૮ માં અંગ્રેજો સામે ડુપ્લેએ પોન્ડીચરીનો ઘણી બાહાદુરીથી બચાવ કર્યો, અને એડમીરલ બોસ્કોવનને ઘેરો ઉઠાવવાની ફરજ પાડી. ત્યાર પછી હૈદ્રાબાદ, અને આર્કટની ગાદીપર દાવો કરનાર મુજફરજંગ અને ચંદાસાહેબને એણે મદદ કરી, અને તેઓને ગાદીપર બેસાડવામાં ફતેહ પામ્યો. અંગ્રેજોએ આર્કટના આગલા નવાબ અનવારૂદીનના છોકરા મહમદ અલીનો પક્ષ પકડયો, અને ૧૭૫૨ માં ફ્રેન્ચ લશ્કરને ત્રીચીનાપોલી આગળ હરાવીને મહમદઅલીને આર્કટનો નવાબ કર્યો. એ વખતથી ડુપ્લે સામે અંગ્રેજો ફાવવા લાગ્યા, અને ફ્રેન્ચ અમલ વધારવાની ડુપ્લેની કોશેશ ફોકટ ગઇ. ૧૭૫૪ માં ડુપ્લેને ફ્રેન્ચ સરકારે બોલાવી લીધો. એ મખ્યાત હાકેમ ઘણી ગરીબ હાલતમાં પોતાના પાછલા દીવસ કાઢીને ૧૭૬૪ માં પેરીસ શેહેરમાં મરણ પામ્યો.

**ચન્દાસાહેબ**—ચન્દાસાહેબ કર્નાટકના નવાબ દોસ્તઅલીનો જમાઇ હતો. ૧૭૩૬ માં એણે ત્રીચીનાપોલીની રાણી સાથે દગો રમીને ત્રીચીનાપોલી શેહેર અને તેની આસપાસનો મુલક લઇ લીધો; અને ૧૭૩૯ માં તાનજોરના મરેઠી રાજા કનેથી કરીકલ બંદર છીનવી લઇને ફ્રેન્ચોને આપ્યું. મરેઠાને ચન્દાસાહેબનાં આવાં કૃત્યથી ઘણો ક્રોધ ચઢયો. તેઓએ એક મોટી સેના સહિત કર્નાટકપર ચઢાઇ કરી, અને ૧૭૪૦ માં અમ્બુરના રણમાં દોસ્તઅલીને હરાવીને ત્રીચીનાપોલીમાં ચન્દા સાહેબપર હુમલો કર્યો. ૧૭૪૧ માં મરેઠાએ ત્રીચીનાપોલી શેહેર લીધું, ને ચન્દા સાહેબને પકડી લઇ ગયા, અને તેને સતારામાં કેદ રાખ્યો. ૧૭૪૮ માં ડુપ્લેએ મરેઠાને સાત લાખ રૂપીઆ આપીને ચંદા સાહેબને છોડાવ્યો. ડુપ્લે, મુજફરજંગ, અને ચન્દા સાહેબે સાથે મળીને ૧૭૪૯ માં કર્નાટકના નવાબ અનવારૂદીનને હરાવ્યો, અને ચન્દા સાહેબ કર્નાટકનો નવાબ થયો

૧૭૫૧ માં ચન્દા સાહેબ અને ફ્રેન્ચોએ અનવારૂદ્દીનના છોકરા મહમદઅલી ઉપર ત્રીચીનોપોલીમાં હુમલો કર્યો મહમદ અલીનો છુટકારો કરવા સારૂં અંગ્રેજોએ રોબર્ટ ક્લાઇવની સરદારી હેઠળ ચન્દા સાહેબની રાજધાની આર્કટ ઉપર હુમલો કીધો, અને તે શેહેર લઇ લીધું. ચન્દા સાહેબે પોતાના છોકરા રાજા સાહેબને આર્કટ પાછું લેવા મોકલ્યો, પણ ક્લાઇવે તેને પાછો કાઢયો અને તેની પાછળ જઇને આર્નીની લડાઇમાં તેને હરાવ્યો (૧૭૫૧). પછી ૧૭૫૨ માં અંગ્રેજ સરદારો મેજર લોરન્સ અને ક્લાઇવે ત્રીચીનાપોલી આગળ ચન્દા સાહેબ અને ફ્રેન્ચોપર હુમલો કીધો, અને ફ્રેન્ચ લશકરને ઘેરી લઇને હથીઆર છોડી દેવાની ફરજ પાડી. ચન્દા સાહેબ તાનજોરનાં લશકરના સેનાધિપતીને શરણે ગયો. જેણે તેને મારી નાખ્યો. ]

---

## પ્રકરણ ૧૦ મું.

### બંગાલામાં અંગ્રેજી અમલ. (૧૭૫૬—૧૭૭૪)

### સિરાજ-ઉડ-દવલા અને બંગાલાનો પેહેલો વિગ્રહ (૧૭૫૬-૧૭૫૭)

૧૭૫૬—સિરાજ-ઉડ-દવલા અઢાર વર્ષની ઉમરે તેના દાદા અલીવરડીખાં પછી બંગાલા, બહાર અને ઓરીસાનો નવાબ થયો.

,, અંગ્રેજોનાં કલકતા. સંસથાનના હાકેમે સિરાજ-ઉડ-દવલાના હુકમ વગર ફોર્ટ વિલ્યમનો કોટ મજબુત કર્યો, અને ડાક્કાના હિંદુ હાકેમના છોકરાને સિરાજ-ઉડ-દવલાને સ્વાધીન નહીં કીધો, તેથી નવાબે અંગ્રેજો સામે લડાઇ ઉઠાવી.

,, સિરાજ-ઉડ-દવલાએ અંગ્રેજોનું કાસીમબજાર સંસ્થાન લુટીને કલકતાપર હુમલો કર્યો. કલકતાનો ગવર્નર અને લશકરી અમલદાર વગેરે કેટલાક અંગ્રેજોએ બાયડી છોકરાં સુધાં કલકતા છોડીને વહાણોપર આશરો લીધો; અને મી૦ હોલવેલ નામના

એક મુલકી અમલદારે થોડા અંગ્રેજો અને સીપાઇઓ સાથે કેટલો વખત સુધી કલકતાનો બચાવ કર્યો, પણ આખરે તેઓને નવાબને શરણ થવું પડયું.

,, નવાબે ૧૮ ફુટ ચોરસ એક અંધારી કોટડીમાં (Black Hole) ૧૪૬ અંગ્રેજોને કેદ કીધા. ઉન્હાળાના દિવસ હોવાને લીધે પાણી અને હવાની તંગીથી તેઓમાંના ઘણા બેભાન થઇ પડયા આને સવાર પડતાં જ્યારે દરવાજો ઉંઘાડયો ત્યારે તેઓમાંના ૧૨૩ મરી ગયલા માલમ પડયા, અને બાકીના ૨૩ મુડદાલ હાલતમાં મળી આવ્યા.

૧૭૫૬—મદ્રાસની સરકારને કલકતાના આ માઠા સમાચાર મળતાંજ તેઓએ કલાઇવને એડમીરલ વોતસનના કાફલા સાથે આ આફતનું વેર લેવાને બંગાલે મોકલ્યો.

૧૭૫૭—કલાઇવે કલકતા અને હુગ્લી સર કર્યાં અને નવાબને અંગ્રેજો સાથે સંધી કરવાની ફરજ પાડી.

,, સિરાજ-ઉડ-દવલાના જુલમથી ત્રાસ પામીને તેનાં રાજ્ય માહેલા મુખ્ય હિંદુ અને મુસલમાન અધીકારીઓએ તેના સેનાધિપતી મીર જાફરને નવાબ બનાવવાને એકસંપ કર્યો. વળી આ વખતે સિરાજ-ઉડ-દવલા ચન્દર નગર માહેલા ફ્રેન્ચો સાથે અંગ્રેજો સામે છુપો સંપ કરવા લાગ્યો. તેથી કલાઇવે ચન્દર નગર શેહેર હુમલો કરી લીધું, અને નવાબની સામે સંપ કરનારા સાથે તે પણ મળી ગયો.

,, પ્લાસીના મેદાનમાં કલાઇવ ૩૦૦૦ માણસ સહિત નવાબના ૬૦૦૦૦ માણસની સામો થયો. નવાબની ફોજે હાર ખાધી અને સિરાજ-ઉડ-દવલા નાશતાં રસ્તામાં માર્યો ગયો.

,, કલાઇવે મીર જાફરને નવાબ કર્યો, અને સિરાજ-ઉડ-દવલાનો ખજાનો મળતીઆઓએ અને અંગ્રેજોએ વેંહેંચી લીધો.

**કલાઇવ કલકતાનો હાકેમ** ( ૧૭૫૮—૧૭૬૦ )

૧૭૫૮—ઇંગલંડમાં કલાઇવના પરાક્રમની ખબર કંપનીના ડીરેકટરોને પડતાં તેઓએ કલાઇવને કલકતાનો હાકેમ કર્યો.

૧૭૫૯—દીલ્હીના બાદશાહના છોકરા શાહ આલમે અયોઢયાના નવાબ શુજા ઉદૈવલા સાથે મળીને બાહાર પ્રાંતપર ચઢાઇ કરી. ને પટનાને ઘેરો ઘાલ્યો. મીર જાફર ઘભરાટમાં પડયો, પણ કલાઇવ તેની મદદે ગયો; અને કલાઇવને આવતો સાંભળીને શાહ-આલમ ઘેરો ઉઠાવી નાઠો. મીર જાફર ઘણો ખુશી થઇ જઇને કંપની તરફથી તેને દર વર્ષે જે ત્રણ લાખ રૂપીઆનું જમીનનું ભાડું મળતું હતું, તે કલાઇવને તેની જીંદગી સુધી આપતું કર્યું.

૧૭૬૦—કલાઇવ ઇંગલંડ ગયો, જ્યાં તેને ઘણું માન મળ્યું અને તેને ઉમરાવની પદવી આપવામાં આવી. મી૰ વાન્સીતાર્ત કલાઇવ-ની જગાએ કલકતાનો હાકેમ થયો.

**મીરકાસમ બંગાલાનો નવાબ** (૧૭૬૦—૧૭૬૩)

૧૭૬૦—ઉડાઉ ખરચને લીધે મીર જાફરનાં લશકરનો પગાર ચઢી ગયો હતો, ને તે અંગ્રેજોને કબુલેલાં નાણાં આપી શકયો નહીં તેથી મી૰ વાન્સિતાર્ત અને કલકતાની કાઉનસીલે મીર જાફરને ઉડાડી મૂકીને તેના ધનવાન જમાઇ મીર કાસમને નવાબ બનાવ્યો. મીર કાસમે લશકનો ચઢી ગયલો પગાર આપીને હુલડ થતું અટકાવ્યું; અને કંપનીને મીડનાપુર, બર્ડવાન, અને ચીતા ગોંગનાં પરગણાં મળ્યાં.

૧૭૬૧—અંગ્રેજ સરદાર મેજર કર્નાકે દીલ્હીના બાદશાહ શાહ આલમને પત્ના ની લડાઇમાં હરાવ્યો, અને તેના સાથી ફ્રેન્ચ અમલદાર 'લૉ' ને કેદ પકડયો. શાહ આલમ અંગ્રેજોને મળી ગયો અને તેણે મીર કાસમને બંગાલા, બહાર, અને ઓરીસાના સુબેદાર તરીકે બહાલ રાખ્યો.

૧૭૬૩—જ્યારે દેશી વેપારીના માલપર ૨૫ ટકા જગાત લેવાતી હતી ત્યારે કંપનીના માલપર મુદલ જગાત લેવામાં આવતી હતી નહીં. આ બંદોબસ્ત મીર કાસમને પસંદ પડયો નહીં, અને તેણે કંપનીના માલપર ફક્ત નવ ટકા જગાત લેવાને માટે સુચના કરી; પણ કલકતાની કાઉનસીલે જગાત આપવાની સાફ ના પાડી, તેથી મીર કાસમે દેશી વેપારીના માલપરની જકાત પણ કાઢી નાખી. કાઉનસીલે આ ફેરફારથી ગુસ્સે થઇને મીર જાફરને પાછો નવાબ કર્યો અને મીર કાસમ સામે લડાઇ ઉઠાવી.

## મીર કાસમ જોડે વિગ્રહ. (૧૭૬૩—૧૭૬૫)

૧૭૬૩—ઘેરીઆની લડાઇમાં અંગ્રેજ સરદાર મેજર એડમ્સે મીર કાસમને હરાવ્યો, અને તેની રાજધાનીનું શેહેર મોંઘીર લઇ લીધું. મીર કાસમ પત્નામાં ભરાયો. અને અંગ્રેજી લશકરે પત્નાપર કુચ કરી.

” મીર કાસમે જેવી ધમકી આપી કે જો અંગ્રેજી લશકર પત્નાની નજદીક આવશે તો શેહેર માહેલા ૧૪૮ અંગ્રેજ કેદીઓને હું મારી નાખીશ. કેદીઓએ પોતાના જાનની દરકાર ન રાખતાં અંગ્રેજી લશકરને ચઢી આવવા કહેવડાવ્યું, અને જેવું લશકર પત્નાની નજદીક આવ્યું કે મીર કાસમે પોતાની ધમકી અમલમાં

આણી. નવાબના અમલદારોએ જયારે આવું ઘાતકી કામ કરવાને સાફ ના પાડી ત્યારે સમરૂ નામના જરમન અમલદારે આ કામ માથે લઈને સઘળા અંગ્રેજોને કતલ કર્યા.

" અંગ્રેજી લશકરે પત્નાનો કબજો લીધો ને મીર કાસમ નાશીને અયોધ્યાના નવાબ શુજાઉદવલા અને શાહઆલમ બાદશાહને મળી ગયો.

૧૭૬૪—બકસાર આગળ શાહ આલમ, શુજાઉદવલા, અને મીર કાસમની છાવણી હતી, ત્યાં જયારે અંગ્રેજ સરદાર મેજર મનરો પોતાની ફોજ સાથે આવી પોંહોંચ્યો, ત્યારે દેશી સીપાઈઓએ પેહેલ વેહેલો બળવો કર્યો, અને એક આખી દેશી રીજમીટ શત્રુને મળવાની મતલબથી છાવણી છોડી ગઈ. મેજર મનરોએ બળવાખોર રીજમીટની પાછળ જઈ તેને છાવણી તરફ પાછી ફેરવી, અને બળવાખોરોમાંથી આગેવાનોને તોપને મોંઢે ઉડાવી દઈને બળવો બેસાડી દીધો.

" બકસારની લડાઈમાં મેજર મનરોએ શાહ આલમ, શુજા દવલા, અને મીર કાસમને હરાવ્યા. શાહ આલમ અંગ્રેજોને મળી ગયો, શુજાઉદવલા દીલ્હી તરફ નાઠો, અને મીર કાસમ રોહીલ ખંડમાં ભરાયો.

" શુજાઉદવલાનું અલાહાબાદ શેહેર અંગ્રેજોએ લીધું, અને જેનરલ કર્નાકે કાલ્પી આગળ નવાબની ફોજને વીખેરી નાખીને નવાબને શરણે આવવાની ફરજ પાડી.

## લોર્ડ કલાઇવ-બંગલાનો હાકેમ (૧૭૬૫-૧૭૬૭)

૧૭૬૫—વાન્સીતાર્ત અને સ્પેનસર ગવરનરોના અમલમાં કલકતાની કાઉન્સીલનું ધ્યાન પૈસા એકઠા કરવાનું હોવાથી ઘણોગે રંબદો-

બસ્ત ચાલ્યો હતો. તેથી કંપનીના ડીરેકટરોએ કલાઇવને આપ અખત્યાર સત્તા આપીને બંગાલે મોકલ્યો.

૧૭૬૫—લૉર્ડ કલાઇવ બંગાલે આવીને તરત શાહ આલમ અને શુજા ઉદવલા સાથે બંદોબસ્ત કરવાને અલાહાબાદ જેનરલ કર્નાકની છાવણીમાં ગયો. તેણે શુજા ઉદવલાના કોરા અને અલાહાબાદ પ્રાંતો શાહ આલમને આપ્યા, અને બાકીનો અયોઢયાનો મુલક નવાબને પાછો સ્વાધીન કીધો. શાહ આલમ બાદશાહે બંગાલા, બહાર અને ઓરીસા પ્રાંતની દીવાની કલાઇવને લખી આપી, જેની રૂએ એ ત્રણ પ્રાંતની ઉપજ વસુલ કરી વહીવટ ચલાવવાનો અધિકાર અંગ્રેજોને મળ્યો. કલાઇવે બંગાલાના (હવે પછી નામના) નવાબને વરસ દહાડે ૫૦ લાખ રૂપીઆ અને શાહ આલમ બાદશાહને ૨૬ લાખ રૂપીઆ આપવાનું કબુલ કીધું.

૧૭૬૬—લશકરનો ખરચ ઘટાડવાની મતલબથી કલાઇવે લડાઇની વખતે બેવડું ભાતું આપવાનો ચાલ કાઢી નાખ્યો; તેથી ૨૦૦ અંગ્રેજી અમલદારોએ એકજ દહાડે રાજીનામાં આપ્યાં. કલાઇવે દૃઢતા રાખીને મદ્રાસથી અમલદારો બોલાવ્યા, અને હુલડ કરનારા આગેવાન અમલદારોને કાઢી મુકીને પોતાનો હુકમ અમલમાં આણ્યો.

” કંપનીના નોકરોનો પગાર વધારી આપીને તેમને ખાનગી ધંધો કરતા કલાઇવે અટકાવ્યા.

૧૭૬૭—કલાઇવ ઇંગ્લંડ ગયો, જ્યાં તે ૧૭૭૪માં આપઘાત કરી મરણ પામ્યો. (કલાઇવના ગયા પછી ૧૭૭૨ સુધીમાં બંગાલામાં મી૰ વેરેલ્સ્ત અને મી૰ કાર્તિયર નામના બે હાકેમો થયા, જેમના વખતમાં બંગાલામાં કાંઈ જાણવા જોગ બનાવ બન્યા નહીં.)

## વોરન હેસ્તિંગ્સ બંગાલાનો હાકેમ.—(૧૭૭૨—૧૭૭૪)

૧૭૭૨—હેસ્તિંગ્સે ડીરેકટરોના હુકમથી મેહેસુલ જમા કરવાનું કામ નવાબના નોકરો પાસેથી લઈને કંપનીના નોકરોને સોંપ્યું.

૧૭૭૩—શાહ આલમ બાદશાહ મરેઠાના કબજામાં હોવાથી હેસ્તિંગ્સે કોરા અને અલાહાબાદ પ્રાંત અયોઢયાના નવાબને ૫૦ લાખ રૂપીઆ લઈને પાછા આપ્યા.

૧૭૭૭—હેસ્તિંગ્સે રોહીલા લોકોને તેમના મુલકમાંથી હાંકી કાઢવાને શુજાઉદવલાની મદદે કરનલ ચેમ્પીયનને લશકર આપી મોકલ્યો. શુજાઉદવલા અને અંગ્રેજોએ મળીને રોહીલા લોકને મારી કાઢયા. રોહીલખંડ શુજા ઉદવલાને હાથ આવ્યો, અને કંપનીને ૪૦ લાખ રૂપીઆ મલ્યા.

,, હિંદુસ્તાનનો રાજ્ય કારભાર સારી રીતે ચલાવવાની મતલબથી રેગ્યુલેતીંગ એકટ નામનો કાયદો હિંદુસ્તાનમાં અમલમાં આવ્યો, જે ૧૭૭૩ માં ઇંગ્લંડની પાર્લમેન્ટમાં પસાર થયો હતો. એ કાયદાની મુખ્ય કલમો નીચે મુજબ હતી:-

(૧) બંગાલાના હાકેમને હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ કેહેવો, અને તેને મુંબઈ તથા મદ્રાસના ગવર્નરોનો ઉપરી કરવો.

(૨) ગવર્નર જેનરલને રાજ્ય કારભારમાં મદદ કરવાને માટે ચાર અનુભવી ગ્રહસ્થોની કાઉનસીલ નીમવી.

(૩) કલકતામાં એક હાઈ કોર્ટ (ઇનસાફની વડી અદાલત) સ્થાપવી, અને એક વડો ન્યાયાધીશ તથા ત્રણ ઉપ ન્યાયાધીસો નીમવા.

## બંગાલાના હાકેમો.



## લોર્ડ કલાઇવ.

[રોબર્ટ કલાઇવ અઢાર વર્ષની ઉમરે ઇસ્ટ ઇન્ડીયા કંપનીની ચાકરીમાં એક કારકુન તરીકે મદ્રાસ આવ્યો. કારકુનનું કામ એને પસંદ નહીં આવવાથી થોડા વખતમાં એ લશકરી નોકરીમાં રહ્યો. ૧૭૫૧ માં જ્યારે ચન્દાસાહેબ અને ફ્રેન્ચોએ ત્રીચીનાપોલીમાં મહમદઅલી ઉપર હુમલો કીધો, અને જ્યારે મહમદઅલીનો છુટકારો કરવાને મદ્રાસની સરકારને કાંઇ ઉપાય સુજયો નહીં, ત્યારે કેપ્તન કલાઇવે મદ્રાસના ગવર્નરને એવી સુચના કરી કે આ વખતે જો ચન્દા સાહેબની રાજધાની આર્કટ ઉપર હુમલો કરવા આવે, તો ચન્દાસાહેબને પોતાની રાજધાનીના બચાવ ખાતર આવવું પડે, તેથી મહમદઅલીનો છુટકારો થાય. મદ્રાસના ગવર્નરને આ વિચાર પસંદ પડયો, અને તેણે એ કામ કલાઇવનેજ સોંપ્યું. કલાઇવે ૨૦૦ અંગ્રેજી અને ૩૦૦ દેશી સીપાઇઓ સાથે આર્કટ હુમલો કરી લીધું, અને ચન્દાસાહેબના છોકરા રાજાસાહેબને આર્નીની લડાઇમાં હરાવ્યો ( ૧૭૫૧ ). ૧૭૫૨ માં મેજર લોરન્સ સાથે મળીને કલાઇવે ત્રીચીનાપોલી આગળ ફ્રેન્ચ લશકરને હથીઆર છોડી દેવાની ફરજ પાડી; અને એજ વર્ષમાં એ સ્વદેશ ગયો. ૧૭૫૫ માં હિંદુસ્તાનમાં ફોર્ટ સેન્ટ ડેવીડના ગવર્નરના ઓધ્ધાપર પાછો ફર્યો. ૧૭૫૬ માં પોતાનો ઓધો લીધા અગાઉ એણે મલબાર કોસ્તાપર મરેઠા આંગ્રીઆનો ઘેરીઆનો કિલ્લો લીધો, એજ વર્ષમાં મદ્રાસની સરકારે એને એડમીરલ વોટસનના કાફલા સાથે બંગાલે મોકલ્યો. બંગાલે આવીને એણે કલકતા

અને હુગ્લીના કિલ્લા લીધા, અને નવાબ સીરાજ-ઉદ-દવલાને સંધી કરવાની ફરજ પાડી. ૧૭૫૭ માં ફ્રેન્ચોનું ચન્દરનગર શેહેર લઈ લીધું, અને પ્લાસીની લડાઇમાં નવાબ સીરાજ-ઉદ-દવલાને હરાવીને તેના સેનાપતી મીર જાફરને બંગાલાનો નવાબ કર્યો. ૧૭૫૮ માં કંપનીના દીરેકતરોએ કલાઇવને બંગાલા માહેલાં અંગ્રેજી સંસ્થાનનો ગવર્નર કર્યો. ૧૭૬૦ માં એ ફરીથી ઈંગલંડ ગયો, જ્યાં એને ઉમરાવની પદવી મળી. કલાઇવના ગયા પછી નબળા હાકેમોના અમલને લીધે બંગાલામાં ઘણો ગેરબંદોબસ્ત ચાલ્યો, ડીરેકટરોએ ૧૭૬૫ માં લોર્ડ કલાઇવને સ્વતંત્ર સતા આપીને બંગાલાનો હાકેમ નીમી મોકલ્યો. બંગાલે આવીને કલાઇવે કંપનીના નોકરોને દેશીઓ પાસેથી નજરાના લેતા અને ખાનગી વેપાર કરતા અટકાવ્યા, અને તેમને પગાર વધારી આપ્યો. ૧૭૬૫ માં વળી દીલ્હીના બાદશાહે કલાઇવને બંગાલા, બહાર, અને ઓરીસા પ્રાંતની દીવાની લખી આપી, જેથી એ પ્રાંતોમાં મેહેસુલ જમા કરવાનો હક અંગ્રેજોને મલ્યો. વળી એણે મુલકી અને લશકરી ખરચમાં ઘટાડો કર્યો. અને ૧૭૬૭ માં ઈંગલંડ ગયો. એની કીર્તીની અદેખાઇ કરી એના શત્રુઓએ ઈંગલંડની રાજસભામાં એનાપર કેટલાંક તોહોમતો મૂકયાં, ને એની તપાસ થઇ, તેમાં એ નીર્દોષ ઠર્યો; પણ ૧૭૭૪ માં આપઘાત કરી મરણ પામ્યો.]



## ઈસ્ટ ઇન્ડયા કંપનીના અમલમાં હિંદુસ્તાનના ગવર્નર જેનરલો

## ૧૭૭૪—૧૮૫૮.

૧. વોરન હેસ્તિંગસ............૧૭૭૪—૧૭૮૫
૨. લોર્ડ કોરનવાલીસ ........૧૭૮૬—૧૭૯૩
૩. સર જોન શોર ............૧૭૯૩—૧૭૯૮
૪. લોર્ડ વેલસ્લી...............૧૭૯૮—૧૮૦૫
૫. લોર્ડ કોરનવાલીસ (બીજીવાર) ૧૮૦૫
૬. સર જ્યોર્જ બાર્લો ........૧૮૦૫—૧૮૦૭
૭. લોર્ડ મીન્ટો ............૧૮૦૭—૧૮૧૩

૮. લોર્ડ હેસ્ટિંગ્સ ............૧૮૧૩—૧૮૨૩
૯. લોર્ડ એમ્હર્સ્ટ .........૧૮૨૩—૧૮૨૮
૧૦. લોર્ડ વિલ્યમ બેન્તિંક ....૧૮૨૮—૧૮૩૫
૧૧. લોર્ડ ઓકલેન્ડ ............૧૮૩૬—૧૮૪૨
૧૨. લોર્ડ એલનબરો............૧૮૪૨—૧૮૪૪
૧૩. લોર્ડ હાર્ડિન્જ ............૧૮૪૪—૧૮૪૮
૧૪. લોર્ડ ડેલ્હુસી ............૧૮૪૮—૧૮૫૬
૧૭. લોર્ડ કેનીંગ................૧૮૫૬—૧૮૫૮

## મહારાણીના અમલમાં હિંદુસ્તાનના 'વાઇસરાય' અને ગવર્નર જેનરલો. ૧૮૫૮—૧૮૮૮.

૧૫. લોર્ડ કેનીંગ ...............૧૮૫૮—૧૮૬૨
૧૬. લોર્ડ એલજીન................૧૮૬૨—૧૮૬૩
૧૭. સર જોન લોરન્સ............૧૮૬૪—૧૮૬૯
૧૮. લોર્ડ મેયો .... ............૧૮૬૯—૧૮૭૨
૧૯. લોર્ડ નોર્થ બ્રુક ............૧૮૭૨—૧૮૭૬
૨૦. લોર્ડ લીટન ..............૧૮૭૬—૧૮૮૦
૨૧. લોર્ડ રીપન ...............૧૮૮૦—૧૮૮૪
૨૨ લોર્ડ ડફ્રીન ...............૧૮૮૪—૧૮૮૮
૨૩. લોર્ડ લેન્સડાઉન............૧૮૮૮—



# પ્રકરણ ૧૧ મું.

## હૈદરઅલી—મૈસોરનો રાજા—૧૭૬૧—૧૭૮૨

## અને

## ૧. વોરન હેસ્ટિંગ્સ-પેહેલો ગવર્નર જેનરલ-૧૭૭૪—૧૭૮૫.

૧૭૬૧—હૈદરઅલી જે મૈસોરના લશકરમાં એક અમલદાર હતો, તે મૈસોરના હિંદુ રાજાને પદભ્રષ્ટ કરીને અને તેના દીવાન નન્દરાજને હાંકી કાઢીને મૈસોરનો રાજા થયો.

૧૭૬૬—હૈદરે મલબાર પ્રાંતપર ચઢાઈ કરી અને કલીકટ શેહેર લઈ લીધું. કલીકટનો રાજા હૈદરને હાથે રીબી રીબીને મરવાના કરતાં પોતાના મેહેલમાં બળી મુઓ.

૧૭૬૭—હૈદર અને અંગ્રેજ વચ્ચે પેહેલી લડાઈ શરૂ થઈ.

,, અંગ્રેજ સરદાર કર્નલ સ્મિથે હૈદરને ચંગમા અને ત્રીનોમાલી આગળ હરાવ્યો, અને તેના કેટલાક કિલ્લા લઈ લીધા.

૧૭૬૮—કર્નલ સ્મિથને બદલે કર્નલ ઉડ સરદાર થયો તેણે સ્મિથે જીતી લીધેલા સઘળા કિલ્લા ખોયા, અને હૈદરનો જય થયો.

૧૭૬૯—હૈદર ૬૦૦૦ સ્વાર સહિત મદ્રાસની નજદીક આવી પુગો, તેથી મદ્રાસના ગવર્નરે ગભરાઈને હૈદરની મરજી માફક નીચલી શરત મુજબ સંધી કરી:—

**મદ્રાસની સંધી.**—(૧) બંને પક્ષે એક બીજાનો જીતી લીધેલો મુલક પાછો આપવો; (૨) લડાઈને વખતે બન્ને પક્ષે એક બીજાને મદદ કરવી.

૧૭૭૦—માધવરાવ પેશ્વાએ હૈદરના મુલકપર ચઢાઇ કરીને ચેરકુલીનાં રણમાં હૈદરને હરાવ્યો.

૧૭૭૪—રેગ્યુલેતીંગ એકટ હિંદુસ્તાનમાં અમલમાં આવ્યો; અને નવા નીમાયલા ચાર કાઉન્સીલરો કલકતે આવી પુગા, એટલે વોરન હેસ્તિંગ્સે ગવનર જેનરલનો ઓધ્ધો ધારણ કીધો. (આ ચાર કાઊન્સીલરોનાં નામ સર ફીલિપ ફ્રાન્સીસ, જેનરલ કલેવરીંગ, કરનલ મોન્સન, અને મી૰ બારવેલ હતા).

૧૭૭૫—કલકતાની કાઉન્સીલે હેસ્તિંગ્સના વિચારની વિરૂધ બનારસ પ્રાંત શુજાઉદવલા પાસેથી લઇને એક હિંદુ જમીનદારને આપ્યો.

,, શુજાઉદવલા મરણ પામ્યો અને તેનો છોકરો અસોફ-ઉદડવલા-અયોઢયાનો નવાબ થયો. શુજા દવલાનો બે કરોડ રૂપીઆનો ખજાનો કાઉન્સીલે બેગમોને આપવાની અસોફ-ઉડ-દવલાને ફરજ પાડી.

૧૭૭૫—રાઘોબાને પુનાની ગાદીપર બેસાડવાને મુંબઇના ગવર્નર મી૰ હોરનબી અને રાઘોબા વચ્ચે સુરતમાં નીચલી શરતોએ સંધી થઇ:—

**સુરતની સંધી**—(૧) રાઘોબાને અંગ્રેજોએ પુનાની ગાદીપર બેસાડવાને લશકરની મદદ આપવી; (૨) રાઘોબાએ અંગ્રેજોને સાલસેટ, વસાઇ, અને મુંબઇની પાસેના નાના ટાપુ આપવા.

,, મુંબઇના સરકારે મરેઠા સામે લડાઇ ઉઠાવી, અને કર્નલ કીતીંગે આરાસની લડાઇમાં મરેઠાને હરાવ્યા.

૧૭૭૬—કલકતાની કાઉન્સીલે સુરતની સંધી નાપસંદ કરી, અને પોતાના વકીલ કરનલ અપતનની મારફતે પુરંધર આગલ મરેઠી

સરદારો સખારામ બાપુ અને નાના ફડનવીસ સાથે નીચલી સરતે સંધી કરીઃ—

**પુરંધરની સંધી**—(૧) મરેઠાએ અંગ્રેજોને સાલસેટનો બેટ આપવો; (૨) અંગ્રેજોએ રાઘોબાને મદદ કરવી નહીં.

„ કલકતાના એક તવંગર બ્રાહ્મણ વેપારીએ હેસ્તિંગ્સ ઉપર કેટલાંક તોહમત મુકયાં; પણ તેટલાંમાં નન્દકુમાર ઉપર કોઇ હિંદુએ ખોટા દસ્તાવેજ બનાવવાનો વાંક મુકયો, તેથી નન્દકુમારની તપાસ થઇ, અને તેનીપર વાંક સાબેત થયાથી તેને ફાંસી દીધો.

૧૭૭૭—કંપનીના ડીરેકટરોએ પુરંધરની સંધી પસંદ કરી નહીં, અને રાઘોબાને મદદ કરવાને ફરમાવ્યું. તેથી મરેઠા સાથે પાછી લડાઇ ઉઠી.

૧૭૭૯—અંગ્રેજી લશકરે વડગામ આગળ નીચું લગાડે એવી નીચલી શરતોએ મરેઠા સાથે સંધી કરી—

**વડગામ સંધી**—(૧) અંગ્રેજોએ મરેઠાના જીતી લીધેલા મુલક પાછા આપવા; (૨) બંગાલેથી આવતાં લશકરને માર્ગમાં અટકાવવું; (૩) અંગ્રેજોએ બે અમલદારોને જામીન તરીકે આપવા. (મુંબઇની સરકારે આ સંધી કબુલ કરી નહીં.)

૧૭૮૦—કરનલ ગોદર્ડ બંગાલેથી લશકર લઇ આવ્યો, અને તેણે દભોઇ અમદાવાદ, અને વસાઇના કીલ્લા લીધા.

„ હૈદરે અંગ્રેજો સામે મૈસોરનો બીજો વિગ્રહ આરંભ્યો, અને કર્નાટક પ્રાંતપર ચદાઇ કરી પોલીલોરની લડાઇમાં કરનલ બેલીને હરાવ્યો.

૧૭૮૧—સર આયરકુટ બંગાલેથી લશકર લઇ આવ્યો, અને તેણે હૈદરને પોર્તોનોવો, પોલીલોર, અને શોલીંઘરની લડાઇમાં હરાવ્યો.

" વોરન હેસ્તિંગ્સે કાશીના રાજા ચેતસીંગને ઉઠાડીને તેના ભત્રીજાને રાજા કર્યો; અને બેગમો પાસેથી તેમની દોલત લુટી લેવાને અસોફ-ઉદ-દવલાને પરવાનગી આપી.

૧૭૮૨—મરેઠા અને અંગ્રેજો વચ્ચે સાલબાઈ આગળ નીચલી શરતોએ સંધી થઇ:—

**સાલબાઇની સંધી**—(૧) પુરંધરના સંધી પછી અંગ્રેજોએ મરેઠાનો જે મુલક લીધો હોય તે પાછો આપવો; (૨) મરેઠાએ રાઘોબાને મહીને દહાડે ૨૫૦૦૦ રૂપીઆ આપવા, અતે તેની ખુશીમાં આવે તે જગાએ રહેવા દેવો.

૧૭૮૨—કરનલ બ્રેથવેટને હૈદરના છોકરા ટીપુએ કોલરૂન નદીના કાંઠાપર ઘેરી લીધો અને તેને શરણ થવાની ફરજ પાડી.

" હૈદર ૮૦ વર્ષની ઉમરે ચીતોડમાં મરણ પામ્યો, અને તેનો છોકરો ટીપુ મૈસોરમાં રાજા થયો.

૧૭૮૪—મદ્રાસના ગવર્નરે મેંગલોરમાં નીચલી શરતે ટીપુની મરજી મુજબ સંધી કરી:—

**મેંગલોરની સંધી**—(૧) બન્ને પક્ષે એક બીજાના લીધેલા મુલક પાછા આપવા; (૨) ટીપુએ અંગ્રેજ બંધવાને છોડી દેવા.

૧૭૮૫—વોરન હેસ્તિંગ્સ રાજીનામું આપી ઇંગ્લંડ ગયો.

## ૧. વોરન હેસ્તિંગ્સ—( ૧૭૭૪—૧૭૮૫ )

[ રેગ્યુલેતીંગ એકટ ૧૭૭૪ ના અકટોબર મહિનામાં હિંદુસ્તાનમાં અમલમાં આવ્યો, જ્યારે નવા નીમાયલા ચાર કાઉનસાલરો (સર ફીલિપ ફ્રાન્સીસ, જેનરલ

ક્લેવરીંગ, કરનલ મોનસન, અને મી૰ બારવેલ) કલકતે આવી પુગા, અને વોરન-હેસ્તિંગ્સે ગવર્નર જેનરલનો ઓધ્ધો ધારણ કીધો. મી૰ બારવેલ શિવાય બાકીના ત્રણ કાઉન્સીલરો હેસ્તિંગ્સની સામા થવા લાગા, તેથી કેટલોક વખત સુધી કાઉન્સીલમાં હેસ્તિંગ્સનું ચલણ બંધ પડયું. ૧૭૭૫ માં કાઉન્સીલે હેસ્તિંગ્સના વિચારની વિરૂધ થઇને બનારસનો પ્રાંત અયોધ્યાના નવાબ કનેથી લઇને એક હિંદુ જમીનદારને આપ્યો; અને શુજાઉદવલાનાં મરણ પછી તેની બે કરોડ રૂપીઆની દોલત બેગમોને આપવાને અસોફ્ઉદ-દવલાને ફરજ પાડી. ૧૭૭૫ માં નન્દકુમાર નામના એક બ્રાહ્મણ વેપારીએ કાઉનસીલરોના ઉતેજનથી હેસ્તિંગ્સ ઉપર કેટલાંક તોહોમતો મૂકયાં; પણ તેની તપાસ કાઉન્સીલમાં થાય તેની અગાઉ એક હિંદુ વેપારીએ નન્દકુમાર ઉપર ખોટા દસ્તાવેજ બનાવવાનો વાંક મુકયો. નવી સ્થાપેલી હાઇ કોર્ટમાં વડા ન્યાયધીશ સર ઇલીજા ઇમ્પી આગળ નન્દકુમારની તપાસ થઇ, અને નન્દકુમાર ઉપર વાંક સાબેત થયાથી, તે વખતના કાયદા મુજબ તેને દેશીઓના અતિશય ધભરાટ વચ્ચે ફાંસી દીધી (૧૭૭૬). એજ વર્ષમાં કરનલ મોનસનનો કાળ થયાથી હેસ્તિંગ્સ બેવડાં મતને લીધે કાઉન્સીલમાં ફાવવા લાગ્યો, અને ૧૭૮૦ માં ફ્રાન્સીસના ઇગલંડ જવા પછી તેની સામો થનાર કોઇ રહ્યો નહીં.

હેસ્તિંગ્સના અમલમાં અંગ્રેજોને દખણમાં મરેઠા અને હૈદર સામે લડવું પડયું. આ બન્ને લડાઇમાં હેસ્તિંગ્સે મુંબઇ અને મદ્રાસની સરકારને ઘણી સારી રીતે મદદ કરી, અને બંગાલેથી કરનલ ગોદર્ડ અને સર આયરકુટને લશકર આપી મોકલ્યા, જેઓને લીધે આ લડાઇમાં અંગ્રેજો ફાવ્યા. આ લડાઇઓ ચલાવવા માટે અને ઇંગ્લંડ ડીરેકટરોપર નાણા મોકલવા માટે હેસ્તિંગ્સે ૧૭૮૦ માં કાશીના રાજા ચેતસીંગને ખંડણીમાં પાંચ લાખ રૂપીઆ વધારે આપવાને ફરમાવ્યું. ચેતસીંગે એમ કરવાને પોતાની નાખુશી જણાવી, ત્યારે હેસ્તિંગ્સે ચેતસીંગને ઉઠાડી મુકીને તેના ભત્રીજાને કાશીનો રાજા કર્યો, અને તેની કનેથી ૪૦ લાખ રૂપીઆની ખંડણી લેતી કરી (૧૭૮૧). વળી એજ વર્ષમાં કંપનીના લેહેણાંની એણે અસોફ્-ઉદ-દવલા પર તાકીદ કરી. નવાબની તજોરીમાં નાણાં ન હતાં, તેથી તેણે બેગમો પાસની દોલત લુટી લઇને કંપનીનું લેહેણું આપવાની ઇચ્છા જણાવી. બેગમો ઉપર ચેતસીંગને મદદ કરવાનુ તોહમત મૂકીને હેસ્તિંગ્સે તેમની દોલત જોર જુલમથી લઇ લેવાની નવાબને પરવાનગી આપી એથી કંપનીને ૭૬ લાખ રૂપીઆ મળ્યા ૧૭૮૧

૧૭૮૫ ના ફેબ્રૂઆરી મહિનામાં હેસ્તિંગ્સ રાજીનામું આપી હિંદુસ્તાન છોડી ગયો. ઈંગ્લંડમાં પેહેલાં એને ઘણું માન મળયું, પણ પાછળથી એના શત્રુઓએ પાર્લામેન્ટમાં એના ઉપર કેટલાંક તોહમતો મૂકયાં. ઉમરાવો આગળ ૧૭૮૮ માં એની તપાસ શરૂ થઇ, અને ૧૭૯૫ માં એની તપાસનો છેડો આવ્યો. હેસ્તિંગ્સને ઉમરાવોએ નિર્દોષ ઠેરવ્યો, પણ તપાસ પાછળ એને ભારી ખરચ થયો. તેથી ડીરેકટરોએ તેને વર્ષાસન બાંધી આપ્યું. હેસ્તિંગ્સ ૧૮૧૮ માં ૮૬ વર્ષની ઉમરે મરણ પામ્યો. ]

---

## મરેઠા સાથનો પેહેલો વિગ્રહ—૧૭૭૫—૧૭૮૨.

[૧૭૭૫ માં મુંબઇના ગવર્નર મી૰ હોરનબી અને રાઘોબા વચ્ચે સુરતમાં સંધી થઇ, અને મુંબઇની સરકારે રાઘોબાને પુનાની ગાદીએ બેસાડવા માટે મરેઠા સામે લડાઇ ઉઠાવી.

કર્નલ કીતીંગે આરાસની લડાઇમાં મરેઠાને હરાવ્યા; પણ તેટલામાં વોરન હેસ્તિંગ્સ અને કલકતાની કાઉન્સીલે સુરતની સંધી બાહાલ રાખી નહીં, ને રાઘોબાને મદદ કરવાનો અટકાવ કર્યો કલકતાની કાઉન્સીલે પોતાની તરફથી કરનલ અપતનને મરેઠી દરબારમાં પુને મોકલ્યો, જેણે ૧૭૭૬ માં મરેઠી રાજ્ય કારભારી સખારામ બાપુ અને નાના ફડનવીસ એટલે પુરંધર આગળ સંધી કરી, અને રાઘોબાને મદદ નહીં કરવાને કબુલ્યું. કંપનીના ડીરેકતરોએ મુંબઇની સરકારનું પગલું પસંદ કરીને રાઘોબાને મદદ કરવાને ફરમાવ્યું, તેથી વોરન હેસ્તિંગ્સને મરેઠા સામે પાછી લડાઇ ઉઠાવવાની ફરજ પડી (૧૭૭૭). રાઘોબાને ગાદીપર બેસાડવાને માટે મુંબઇની સરકારે ફરીથી લશકર મોકલ્યું, પણ ૧૭૭૯ માં વડગામ આગળ નીચું લગાડે એવી શરતોએ મરેઠા સાથે સંધી કરી એ લશકર પાછું ફર્યું. મુંબઇની સરકારે આ સંધી કબુલ કરી નહીં, અને સંધી કરનાર અમલદારોને નોકરી પરથી બરતરફ કર્યા. ૧૭૮૦ માં કર્નલ ગોદ્દર્ડ બંગાલેથી લશકર લઇ આવ્યો, અને તેણે ડભોઇ અને અમદાવાદના કિલ્લા લઇને સોંપ્યા અને હોલકરને હરાવ્યા, અને ત્યાર પછી વસાઇનો કિલ્લો લઇ લીધો.

૧૭૮૧ માં ગોદાર્ડને પુને જતાં મરેઠાએ પાછો હઠાવ્યો, અને હૈદરે પણ અંગ્રેજ સામે વિગ્રહ આરંભ્યો હતો, તેથી સાલબાઈ આગળ મરેઠા સાથે સંધી થઇ, અને વિગ્રહનો અંત આવ્યો.

---

## મૈસોરનો પેહેલો વિગ્રહ—(૧૭૬૭—૧૭૬૯).

હૈદરઅલી જે ૧૭૬૧ માં મૈસોરનો રાજા થયો હતો તેનું બળ વધતું જતું જોઇને તેની સામે ૧૭૬૬ માં મરેઠા, નીઝામ, અને અંગ્રેજોએ એકસંપ કર્યો. નીઝામ અને અંગ્રેજોને સાથે લીધા વગર માધવરાવ પેશવાએ હૈદરના મુલક ઉપર ચઢાઇ કરી, પણ હૈદરે નાણાની મોટી રકમ આપીને પેશ્વાને પાછો વાળ્યો, અને નીઝામને લાંચ આપી પોતાની પક્ષમાં લીધો; તેથી અંગ્રેજોને ૧૭૬૭ માં હૈદર અને નીઝામ જોડે લડવું પડયું.

અંગ્રેજ સરદાર કર્નલ સ્મિથે ચંગમા અને ત્રીનોમાલીની લડાઇમાં હૈદર અને નીઝામની ફોજને હરાવી (૧૭૬૭); તેથી ૧૭૬૮ માં નીઝામ અંગ્રેજો સાથે મળી ગયો. કર્નલ સ્મિથે હૈદરના કેટલાક કિલ્લા લઇ લીધા, તેથી હૈદરે સંધીનું કેહેણ મોકલ્યું; પણ મદ્રાસની સરકારે સખત શરતો કરી તેથી લડાઇ ચાલુ રહી. વળી મદ્રાસની સરકારે કર્નલ સ્મિથને ખસેડીને કર્નલ વુડને વડો સરદાર નીમ્યો, જેણે સ્મિથે જીતી લીધેલાં સઘળાં થાનાં ખોયાં. અને હૈદરનો જય થયો. કર્નલ સ્મિથને પાછો હૈદર સામે મોકલ્યો; પણ સ્મિથની નજર ચુકાવીને હૈદર ૬૦૦૦ ઘોડેસ્વારો સાથે મદ્રાસ આગળ આવી પુગો, તેથી મદ્રાસની સરકારે ગભરાઇને હૈદરની મરજી મુજબ સંધી કરી વિગ્રહનો અંત આણ્યો (૧૭૬૯).

---

## મૈસોરનો બીજો વિગ્રહ—(૧૭૮૦—૧૭૮૪)

૧૭૭૨ માં મરેઠાએ હૈદરની રાજધાની સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો, ત્યારે મદ્રાસની સંધીની એક શરત મુજબ હૈદરે અંગ્રેજોની મદદ માગી, પણ અંગ્રેજોએ મદદ કરી નહીં. વળી ૧૭૭૯ માં અંગ્રેજોએ હૈદરના ના કેહેવા છતાં મલબાર

કોસ્તા પર તેના મુલકની પડોસમાં આવેલું ફ્રેન્ચોનું મહે બંદર લઇ લીધું, તેથી હૈદરને ક્રોધ ચઢયો. આ બે કારણોને લીધે ૧૭૮૦ માં હૈદરે મરેઠા અને નીઝામ જોડે મળી જઇને અંગ્રેજો સામે લડાઇ ઉઠાવી.

હૈદરે ૯૦૦૦૦ માણસ સહિત કર્નાટકપર ચઢાઇ કરી, અને પોલીલોરની લડાઇમાં કરનલ બેલીને હરાવીને તેને તેના લશકર સાથે શરણ થવાની ફરજ પાડી (૧૭૮૦). બંગાલામાં પ્રખ્યાત થયલો સર હેકતર મનરો જે પોલીલોરની રણભૂમીથી માત્ર બે મૈલ દૂર પોતાના લશકર સાથે હતો, તેણે બેલીને મદદ કરી નહીં એટલુંજ નહીં, પણ હિંમત છોડી દઇને મદ્રાસ તરફ નાઠો. આ વખતે વૉરન હેસ્તિંગ્સે બંગાલેથી સર આયરકુટને લશકર આપી મોકલ્યો. સર આયરકુટે ૧૭૮૧ માં હૈદરને પોર્તોનોવો, પોલીલોર અને શોલીંઘરની ત્રણ લડાઇમાં હરાવ્યો. ૧૭૮૨ માં કોલરૂન નદીના કાંઠાપર કરનલ બ્રેથવેટને હૈદરના છોકરા ટીપુએ હરાવ્યો, અને તેને શરણ થવાની ફરજ પાડી. એજ વર્ષમાં હૈદર ચીતોડમાં મરણ પામ્યો, અને તેનો છોકરો ટીપુ મૈસોરનો રાજા થયો, જેણે અંગ્રેજો સામે લડાઇ ચાલુ રાખી. ૧૭૮૪ માં કરનલ ફુલરટન મૈસોરમાં પેઠો, અને ટીપુના કેટલાક કિલ્લા જીતી લઇને તેની રાજધાની સીરીંગાપટમપર કુચ કરવાની તૈયારી કરી; પણ તેટલામાં મદ્રાસના ગવર્નરે હેસ્તિંગ્સના વિચારની વિરૂધ મેંગલોરમાં ટીપુ સાથે સંધી કરી વિગ્રહનો અંત આણ્યો.]

---

## હૈદરઅલી—(૧૭૬૧—૧૭૮૨).

[હૈદરઅલી મૈસોરના હિંદુ રાજાના લશકરમાંના એક નાના અમલદાર ઉપરથી વધીને ૧૭૬૧ માં રાજા અને તેના દીવાન નન્દરાજને હાંકી કાઢીને મૈસોરનો રાજા થયો. ૧૭૬૩ માં એણે બેદનોર શેહેર લુટયું; અને ૧૭૬૬ માં મલબાર પ્રાંતપર ચઢાઇ કરીને કલીકત શેહેર લઇ લીધું. ૧૭૬૭ થી ૧૭૬૯ સુધી એણે અંગ્રેજો સામે લડાઇ કરી, અને જો કે અંગ્રેજોએ એને ચંગમા અને ત્રીનોમાલીની લડાઇમાં હરાવ્યો, તોપણ અંગ્રેજોને એની મરજી મુજબ સંધી કરવાની ફરજ પડી. ૧૭૭૦ મા માધવરાવ પેશ્વાએ એના મુલકપર ચઢાઇ કરી, અને એને ચેરકુલીના રણમાં હરાવીને એની રાજધાની સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો; પણ હૈદરે

કેટલોક મુલક અને ૩૬ લાખ રૂપીઆ આપીને મરેઠા સાથે સંધી કરી. ૧૭૮૦ માં નીઝામ અને મરેઠા સાથે મળીને પાછા અંગ્રેજો સામે એણે વિગ્રહ આરંભ્યો, અને પોલીલોર આગળ કરનલ બેલીને હરાવ્યો. ૧૭૮૧ માં અંગ્રેજ સરદાર સર આયરકુટે હૈદરને પોર્તોનોવો, પોલીલોર, અને શોલીંઘર આગળ હરાવ્યો. ૧૭૮૨ માં હૈદર ૮૦ વર્ષની ઉમરે ચીતોડમાં મરણ પામ્યો. ]

---

## પ્રકરણ ૧૨ મું.

૨. લોર્ડ કોરનવાલીસ..........................૧૭૮૬-૧૭૯૩.
૩. સર જોન શોર..................................૧૭૯૩-૧૭૯૮.
૪. લોર્ડ વેલસ્લી..................................૧૭૯૮--૧૮૦૫.
૫. લોર્ડ કોરનવાલીસ ( બીજીવાર )......... ૧૮૦૫.
૬. સર જયોર્જ બાર્લો.......................... ૧૮૦૫--૧૮૦૭.

૧૭૮૫-૮૬ વોરન હેસ્તિંગ્સ ૧૭૮૫માં ઇંગલંડ ગયો, ત્યારથી તે લોર્ડ કોરનવાલીસ ૧૭૮૬માં કલકતે આવી પુગો, ત્યાં સુધી કાઉન્સીલનો વડો સભાસદ સર જોન મેકફરસન કામ ચલાઊ ગવર્નર જેનરલ હતો.

૧૭૮૭—લોર્ડ કોરનવાલીસે કંપનીના નોકરોના પગાર વધારી આપી તેમને લાંચ લેતા અને ખાનગી વેપાર કરતા અટકાવ્યા; અને તેણે દીવાની અને ફોજદારી અદાલતોમાં સુધારો કર્યો.

૧૭૮૯—ટીપુએ ત્રાવનકોર પ્રાંતપર ચઢાઇ કરી, પણ તેને માર ખાઇ પાછું હઠવું પડયું.

૧૭૯૦—ટીપુએ બીજીવાર ત્રાવનકોર પ્રાંતપર ચઢાઇ કરી; અને આ વખત તે ફાવ્યો. ત્રાવનકોરનો રાજા અંગ્રેજોનો મિત્ર હોવાથી

લોર્ડ કોરનવાલીસે નીઝામ અને મરેઠા જોડે મળીને ટીપુ સામે મેસોરનો ત્રિજો વિગ્રહ આરંભ્યો.

૧૭૯૧—લોર્ડ કોરનવાલીસે પોતે સરદારી લઇને મેસોર પ્રાંત પર ચઢાઇ કરી, અને ટીપુનું બેંગલોર શેહેર જીતી લઇને એરીકેરાની લડાઇમાં તેને હરાવ્યો.

૧૭૯૨—લોર્ડ કોરનવાલીસે ટીપુની રાજધાની સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો. ટીપુએ થોડા વખત રાજધાનીનો બચાવ કર્યો પણ આખરે તેને નીચલી શરતોએ સંધી કરવાની ફરજ પડીઃ—( ૧ ) ટીપુએ પોતાનું અર્ધું રાજ્ય આપવું; ( ૨ ) લડાઇના ખરચ બદલ અંગ્રેજોને ત્રણ કરોડ રૂપીઆ આપવા, અને મરેઠાને ૩૦ લાખ રૂપીઆ આપવા; ( ૩ ) એ શરતો પુરી પડે ત્યાં સુધી ટીપુએ પોતાના બે છોકરાને જામીન દાખલ આપવા.

૧૭૯૩—લોર્ડ કોરનવાલીસે જમીનદારો સાથે મેહેસુલ બાબદનો હમેશ સુધીનો કરાર The (Permanent Settlement) કર્યો, અને દર વર્ષે તેમની પાસેથી ચોકસ રકમ લેવાની ઠરાવી.

” લોર્ડ કોરનવાલીસ સ્વદેશ ગયો અને સર જોન શોર ગવર્નર જેનરલ થયો.

૧૭૯૭—અયોઢયાનો નવાબ અસોફ-ઊડ-દવલા મરણ પામ્યો અને તેનો અનૌરસ છોકરો વજીરઅલી નવાબ થયો.

૧૭૯૮—સર જોન શોરે વજીર અલીને નવાબ તરીકે કબુલ નહીં રાખીને અસોફ-ઉડ-દવલાના ભાઇ સાદતઅલીને નવાબ ઠરાવ્યો, અને વજીર અલીને કાશીમાં નજર કેદ રાખ્યો.

” સર જોન શોર ઇંગલંડ ગયો, અને લોર્ડ વેલસ્લી ગવર્નર જેનરલ થઇ આવ્યો.

" લોર્ડ વેલસ્લીએ નીઝામને મેલવી લઇને તેનાં રાજ્યમાં બ્રિટિશ મદદગાર ફોજ રાખવાની ગોઠવણ કરી, અને ટીપુ સામે મૈસોરનો ચોથો વિગ્રહ આરંભ્યો.

૧૭૯૯—જેનરલ હેરિસે મૈસોર પ્રાંતપર ચઢાઇ કરી, અને માલવેલીની લડાઇમાં ટીપુને હરાવ્યો.

" જેનરલ સ્તુઅર્ટે મુંબઇનાં લશકર સાથે સદાસીરની લડાઇમાં ટીપુને હરાવ્યો.

" જેનરલ હેરિસે સીરીંગાપટમ હલ્લો કરી લીધું, જયારે ટીપુ માર્યો ગયો અને વિગ્રહનો અંત આવ્યો.

૧૮૦૦—સુરતના નવાબને પેનશન આપી અંગ્રેજોએ સુરતનો કબજો લીધો.

૧૮૦૧—લોર્ડ વેલસ્લીએ કર્નાટકના નવાબને પેનશન આપી કર્નાટક પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

" અયોધ્યાના નવાબ કનેથી પણ લોર્ડ વેલસ્લીએ કેટલાંક પરગણાં લઇ લીધાં.

" જેશવંતરાવ હોલકરે પુનાનો કબજો લઇ, બાજીરાવ પેશ્વાને પુનામાંથી હાંકી કાઢયો.

૧૮૦૨—પેશ્વા નાશીને વશઇમાં અંગ્રેજોને આશરે આવી રહયો, અને પુનાની ગાદી પાછી મેળવવા માટે નીચલી શરતોએ વસઇમાં અંગ્રેજો સાથે સંધી કરી:—

**વસઇની સંધી.** (૧) પેશ્વાએ પોતાના રાજ્યમાં ૬૦૦૦ માણસની એક બ્રિટિશ મદદગાર ફોજ રાખવી, અને તેના ખરચને માટે દર વર્ષે ૨૬ લાખ રૂપીઆ આપવા; (૨) પોતાનાં રાજ્યમાં તણે અગ્રેજના કોઇ યુરોપીઅન શત્રુ રાખવા નહીં; (૩)

સુરત ઉપરથી તેણુ પોતાના સઘળા દાવા ઉઠાવવા; (૪) નીજામ તથા ગાયકવાડ જોડે પેશ્વાને જે વાંધા હોય તેનો ચુકાદો અંગ્રેજ સરકારને સોંપવો; (૫) અંગ્રેજોએ પેશ્વાને પુનાની ગાદીએ બેસાડવો.

૧૮૦૩—હોલ્કર પુનું છોડી ગયો, અને ગવર્નર જેનરલના ભાઈ જેનરલ વેલસ્લીએ પેશ્વાને પુને લાવી ગાડીએ બેસાડયો.

,, સીંધ્યા અને નાગપુરના રાજા રઘુજી ભોંસલેને પેશ્વાએ અંગ્રેજો સાથે કરેલો બંદોબસ્ત પસંદ પડયો નહીં, તેથી અંગ્રેજ અને મરેઠા સરદારો વચ્ચે લડાઈ ઉઠી.

,, જેનરલ વેલસ્લીએ દખણુમાં અહમદનગર શેહેર જીતી લઈને એસે અને આરગામની લડાઈમાં સીંધ્યા અને નાગપોરનાં રાજાને હરાવ્યા.

,, જેનરલ લેકે હિંદુસ્તાનમાં સીંધ્યાની પલટનોનો આલીગર અને લાશવારીની લડાઈમાં પરાજય કર્યો, અને દીલ્લી અને આગ્રા શેહેરો જીતી લઈને મુગલ બાદશાહ શાહઆલમને મરેઠાના કબજામાંથી છોડવ્યો.

,, સીંધ્યા અને નાગપોરના રાજાએ પોતાનો કેટલોક મુલક અંગ્રેજોને આપીને સંધી કરી.

૧૮૦૪—જેશ્વતરાવ હોલકર અંગ્રેજોની સામો થયો, અને મોકન્દ્રા ઘાટમાં અંગ્રેજ સરદાર કર્નલ મોન્સનને હરાવીને તેનાં લશકરનો નાશ ર્ક્યો.

,, હોલ્કરે દીલ્લીપર હુમલો કીધો, પણુ કર્નલ ઓકતરલોનીએ તેને પાછો હઠાવ્યો.

,, ડીગની લડાઇમાં જેનરલ ફ્રેસરે, અને ફરકાબાદની લડાઇમાં જેનરલ લેકે, હોલ્કરને હરાવ્યો.

૧૮૦૫—ભરતપુરના રાજાએ હોલ્કરને મદદ કરી હતી, તથી લોર્ડ લેકે તેનો ડીગનો કિલ્લો લઇ લીધો, અને ભરતપુરને ઘેરો ઘાલ્યો પણ ભરતપુરના રાજાએ ગભરાઇને ૨૦ લાખ રૂપીઆ આપીને અંગ્રેજો સાથે સંધી કરી.

૧૮૦૫—સીંધ્યાએ હોલકર સાથે મળીને અંગ્રેજો સામે પાછી લડાઇ ઉઠાવી.

,, લોર્ડ વેલસ્લી સ્વદેશ ગયો અને લોર્ડ કોરનવાલીસ બીજીવાર ગવર્નર જેનરલના ઓદ્ધાપર આવ્યો.

,, લોર્ડ કોરનવાલીસ કલકતે આવીને તરતજ લોર્ડ લેકની છાવણી તરફ જવા નિકળ્યો, પણ માર્ગમાં ગાજીપુર આગળ મરણ પામ્યો; સર જ્યોર્જ બાર્લો ગવર્નર જેનરલ થયો.

,, સર જ્યોર્જ બાર્લોએ લેકના વીચારની વિરૂધ સીંધ્યા અને હોલ્કર સાથે તેમને ફાયદો થાય એવી શરતોએ સંધી કરી.

૧૮૦૭—સર જ્યોર્જ બાર્લોને મદ્રાસનો ગવર્નર કર્યો, અને લોર્ડ મિન્ટો ગવર્નર જેનરલના ઓદ્ધાપર આવ્યો.

---

[ **લોર્ડ કોરનવાલીસ** ૧૭૮૬ માં વોરન હેસ્તિંગ્સ પછી હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો એણે કંપનીના નોકરોનો પગાર વધારી આપીને તેમને ખાનાગી ધંધો કરતા અને લાંચ લેતા અટકાવ્યા, અને જેઓ આ હુકમ પ્રમાણે ન ચાલ્યા તેમને શીક્ષા કરીને સઘળાં ખાતાં સુધાર્યાં. વળી લાર્ડ કોરનવાલીસે દીવાની અને ફોજદારી અદાલતોમાં સુધારા કર્યા, અને તેમને માટે જરૂરના કાયદા બાંધ્યા.

નીઝામે ગન્તુર પ્રાંત અંગ્રેજોને સ્વાધીન કરવાને કરાર કરયો હતો, તે મુજબ ૧૭૮૮ માં લાર્ડ કોરનવાલીસે એ પ્રાંત તેની પાસે માગ્યો. નીઝામે એ પ્રાંત તરત અંગ્રેજોને સ્વાધીન કીધો. ૧૭૯૦ માં નીઝામ અને મરેઠા સાથે મળીને લાર્ડ કોરનવાલીસે ટીપુ સામે લડાઇ ઉઠાવી. ગવર્નર જેનરલે પોતે લશકરની સરદારી લીધી, અને ૧૭૯૧ માં ટીપુનું બેંગલોર શેહેર લઇને તેને એરીકેરાની લડાઇમાં હરાવ્યો. ૧૭૯૨ માં સીરીંગાપટમને ઘેરો ઘાલીને ટીપુને સંધી કરવાની ફરજ પાડી.

સર્વથી અગત્યનો બનાવ જે લોર્ડ કોરનવાલીસની કારકીરદીમાં બન્યો તે બંગાલાના જમીનદારો સાથનો મેહેસુલ સંબંધી હમેસ સુધીનો કરાર (The Permanent Settlement) હતો. મુગલ રાજયના દોરની વખતે જમીનની મેહેસુલ જમા કરનારા રફતે રફતે જમીનના માલેક થઇ પડયા હતા, અને બ્રિટિશ સરકારને તેમના હકો કબુલ રાખવા પડયા હતા. ૧૭૮૬ માં ડીરેકટરોએ તેમની સાથે મેહેસુલ સંબંધી કંઇ ચોકસ કરાર કરવાને હિંદુસ્તાનની સરકારને લખી મોકલ્યું. ૧૭૯૩ માં લોર્ડ કોરનવાલીસે તેમની સાથે હમેશ સુધોનો કરાર કર્યો, જેથી સરકારને દર વર્ષે જમીનદારો પાસેથી મેહેસુલની ચોકસ રકમ મલતી થઇ, અને જમીનદારો ખેડુત સાથે તેમને ગમે તેવી શરતો કરે તેમાં સરકારે વચ્ચે આવવું નહીં એવું કર્યું. એજ વર્ષમાં લોર્ડ કોરનવાલીસ ઇંગલંડ ગયો.

**સર જોન શોર** કોરનવાલીસ પછી ૧૭૯૩ માં ગવર્નર જેનરલ થયો. એ હિંદુસ્તાનનાં મુલકી ખાતાંનો અમલદાર હતો, અને જમીનદારો સાથના બંદોબસ્તમાં એણે મુખ્ય ભાગ લઇ લોર્ડ કોરનવાલીસને મદદ કરી હતી. એની રાજનીતિ ઘણી નબળી ગણાયલી છે, કારણ કે દેશી રાજયોના મામલામાં એણે હાથ ઘાલ્યો નહીં, અને મરેઠા તથા ટીપુને તેમની મરજીમાં આવે તેમ કરવા દીધું. ટીપુ એ વખતમાં અંગ્રેજ સાથના છેવટના વિગ્રહને માટે ભારે તૈયારી કરવામાં રોકાયો, અને મરેઠાએ ૧૭૯૫માં કુર્દલાની લડાઇમાં નીઝામને હરાવીને નીચું લગાડયું.

૧૭૯૭ માં અયોદયાના નવાબ અસોફ-ઉદ-દવલાના મરણથી તેનો અનૌરસ છોકરો વઝીર અલી ગાદીએ બેઠો. સર જોનશોરે વઝીર અલીને નવાબ તરીકે કબુલ રાખ્યો નહીં, અને અસોફ-ઉદ-દવલાના ભાઇ સાદતઅલીને નવાબ ઠરાવીને તેર

ગાદીએ બેસાડવા પોતે લકનો ગયો. વજીરઅલીએ સામો થઇ બંડ કર્યું, પણ સર જાનશોરે એ વખતે ઘણી દઢતા દેખાડી અને સાદતઅલીને ગાદીએ બેસાડવામાં ફતેહ પામ્યો. વજીરઅલીને કાશીમાં નજર કેદ રાખ્યો. ૧૭૯૮ માં સર જોન શોરની સમાધાની જાળવી રાખનારી કારકીરદીનો અંત આવ્યો અને એ સુબો ઇંગ્લંડ પાછો ફર્યો.

**લોર્ડ વેલસ્લી** ૧૭૯૮ માં ગવર્નર જેનરલ તરીકે હિંદુસ્તાનમાં આવ્યો. સર જોન શોરની સમાધાની ભરેલી રાજનીતિને લીધે દેશી રાજાઓની દરબારમાં ફ્રેન્ચોનો પગ પેસારો ઘણો થયો હતો, અને અંગ્રેજોનું વજન ઓછું થયું હતું. લોર્ડ વેલસ્લીએ દેશી રાજ્યોના મામલામાં હાથ ઘાલ્યો; અને દેશી રાજ્યોનાં રક્ષણને માટે બ્રિટિશ મદદગાર ફોજ રાજાઓને ખરચે તેમના મુલકમાં રાખવાની રીત દાખલ કરીને કેટલાક દેશી રાજાને અંગ્રેજોપર આધાર રાખતા કર્યા, અને એ પ્રમાણે અંગ્રેજી રાજ્યને હિંદુસ્તાનમાં સર્વોપરી કર્યું. લોર્ડ વેલસ્લીએ પહેલાં નીજામને સમજાવીને તેના મુલકમાં બ્રિટિશ મદદગાર ફોજ રાખવાની ગોઠવણ કરી અને નીજામની દરબારમાં ફ્રેન્ચોનું ચલણ બંધ પાડયું. નાના ફડનવીસે મરેઠી રાજ્યમાં એવી ગોઠવણ થવા દીધી નહીં; પણ ૧૮૦૦માં નાનાનાં મરણ પછી જ્યારે હોલ્કરે બાજીરાવ પેશ્વાને પુનામાંથી હાંકી કાઢયો, ત્યારે પેશ્વાએ વસઇમાં અંગ્રેજો સાથે સંધી કરી તેમાં બ્રીટિશ મદદગાર ફોજ પુનામાં રાખવાને કબુલ કર્યું.

૧૭૯૮ માં વેલસ્લીએ ટીપુ સામે મૈસોરનો છેલ્લો વિગ્રહ આરંભ્યો. સદાસીર અને માલવેલીની લડાઇમાં હાર્યા પછી સીરંગાપટમનો બચાવ કરતાં ૧૭૯૯ માં ટીપુ માર્યો ગયો, ત્યારે લોર્ડ વેલસ્લીએ મૈસોરના ત્રણ ભાગ કર્યા. એક ભાગ અંગ્રેજી મુલક સાથે જોડયો; બીજો નીજામને આપ્યો; અને ત્રીજો હૈદરે પદભ્રષ્ટ કરેલા હિંદુ રાજાના છોકરાને આપ્યો.

૧૮૦૦ માં સુરતના નવાબને પેનશન આપીને સુરત શેહેર અને તેને લગતો મુલક અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાખ્યો. ૧૮૦૧માં કર્નાટક પ્રાંત ખાલસા કર્યો વળી એજ વર્ષમાં અયોધ્યાના નવાબ પાસેથી કેટલાંક પરગણા લોર્ડ વેલસ્લીએ લઇ લીધાં.

વસઇની સંધી મરેઠી સરદારો સીંધ્યા, હોલકર, અને રઘુજી ભોંસલેને પસંદ આવી નહીં, તેથી અંગ્રેજોને એ સરદારો સાથે લડાઇ કરવી પડી. ૧૮૦૩ થી ૧૮૦૫ સુધી આ લડાઇ ચાલી. દખણમાં ગવર્નર જેનરલના ભાઇ જેનરલ વેલસ્લીએ અને હિંદુસ્તાનમાં લોર્ડ લેકે મરેઠી ફોજોને હરાવીને મરેઠાઓનું બળ તોડયું. આ લડાઇનો પુરેપુરો અંત આવે તેની અગાઉ લોર્ડ વેલસ્લી ૧૮૦૫ માં હિંદુસ્તાન છોડી ગયો.

**લોર્ડ કોરનવાલીસ** બીજીવાર વેલસ્લી પછી ગવર્નર જેનરલના ઓધ્ધા પર આવ્યો. કંપનીના ડીરેકટરોએ હિંદુસ્તાનમાં લડાઇ બંધ પાડવાને એને સખત તાકીદ કરી હતી, તેથી કલકતે આવીને તરત લોર્ડ લેકની છાવણી તરફ જવા નિકળ્યો, પણ માર્ગમાં ગાજીપુર આગળ આ પ્રખ્યાત સુબો મરણ પામ્યો (૧૮૦૫.)

**સર જયોર્જ બાર્લો** જે કાઉન્સીલનો વડો સભાસદ હતો તે કોરનવાલીસના મરણથી ૧૮૦૫માં ગવર્નર જેનરલ થયો. એણે લોર્ડ લેકના વિચારની વિરૂધ સિંધ્યા અને હોલકર સાથે તેમને ફાયદો થાય એવી શરતોએ સંધી કરી. ૧૮૦૬ માં ટીપુના છોકરાની ઉસ્કેરણીથી મદ્રાસ ઇલાકામાં દેશી સીપાઇઓએ બળવો કર્યો અને કેટલાક અંગ્રેજ અમલદારો અને સીપાઇઓને મારી નાખ્યા. કર્નલ ગીલેસ્પીએ ઝડપથી એ બળવો બેસાડી દીધો. ૧૮૦૭ માં જયોર્જ બાર્લોને મદ્રાસનો ગવર્નર કર્યો, અને લોર્ડ મિન્ટો ગવર્નર જેનરલના ઓધ્ધા પર આવ્યો.

---

## મેસોરનો ત્રીજો વિગ્રહ (૧૭૯૦-૧૭૯૨.)

[ ટીપુએ ૧૭૯૦ માં ત્રાવનકોર પર ચઢાઇ કરી જય મેળવ્યો. ત્રાવનકોરનો રાજા અંગ્રેજનો મિત્ર હોવાથી લોર્ડ કોરનવાલીસે ટીપુ સામે વિગ્રહ આરંભ્યો.

લોર્ડ કોરનવાલીસે ૧૭૯૦ માં જેનરલ મેડોસને મૈસોર પ્રાંતપર ચઢાઇ કરવાને મોકલ્યો. જેનરલ મેડોસ ટીપુ સામે કોઇ પણ રીતે ફાવ્યો નહીં, તેથી લોર્ડ કોરનવાલીસે પોતે દખણમાં આવી લશકરની સરદારી લીધી. ૧૭૯૧ માં કોરનવાલીસે ટીપુનું બેંગલોર શેહેર લઇ લીધું, અને ત્યાર પછી સેરીંગપટ્ટમના રણમાં

ટીપુને હરાવીને તેની રાજધાની સીરીંગાપટમપર કુચ કરવાની તૈયારી કરીઃ પણ બ્રિટિશ ફોજમાં ખોરાક ખુટવાથી અને બીજી ઘણીક અડચણોને લીધે એ વર્ષમાં તો કોરનવાલીસને પાછું મદ્રાસ ફરવું પડયું. ૧૭૯૨માં સઘળી ગોઠવણ પાકી કરીને કોરનવાલીસે મૈસોર પ્રાંતપર પાછી ચઢાઇ કરી અને સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો. ટીપુએ થોડા વખત સુધી પોતાની રાજધાનીનો બાહાદુરીથી બચાવ કર્યો, પણ તેનાં ઘણાં માણસો માર્યાં ગયાં, તેથી લોર્ડ કોરનવાલીસની મરજી મુજબ તેણે સંધી કરી (૧૭૯૨). આ સંધીથી ટીપુએ પોતાનું અરધું રાજ ખોયું, ત્રણ કરોડ રૂપીઆ લડાઇના ખરચ બદલ આપવાને કબુલ કર્યું, અને પોતાના છોકરા જામીન દાખલ આપ્યા.

## મૈસોરનો ચોથો વિગ્રહ (૧૭૯૮-૧૭૯૯.)

૧૭૯૨ માં સંધી કર્યા પછી ટીપુએ અંગ્રેજો સામે લડવાની પાછી તૈયારી ચાલુ રાખી હતી, અને નેપોલીયન બોનાપાર્ટ અને કાબુલના રાજા સાથે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાની મતલબના પત્રો લખ્યા. આ વાત લોર્ડ વેલસ્લીને માલમ પડવાથી તેણે ટીપુ કનેથી એ બાબદનો ખુલાસો માગ્યો અને ખાતરી પૂર્વક જવાબ નહીં મળવાથી ૧૭૯૮માં લડાઇ ઊઠાવી.

જેનરલ હેરીસે ૨૧૦૦૦ માણસની ફોજ સહિત કર્નાટક તરફથી મૈસોરપર ચઢાઇ કરી. આ ફોજને ૧૦૦૦૦ માણસની નીજામની મદદગાર ફોજ જેનરલ વેલસ્લીની સરદારી તળે આવી મળી. જેનરલ સ્તુઅર્ટની સરદારી હેઠળ મુંબઇથી ૬૦૦૦ માણસની ફોજે મલબાર તરફથી મૈસોરપર ચઢાઇ કરી (૧૭૯૯). ટીપુ પેહેલાં સદાસીર આગળ મુંબઇની ફોજની સામો થયો, પણ જેનરલ સ્તુઅર્ટ તેને હરાવી આગળ વધ્યો (૧૭૯૯). બીજું યુધ્ધ માલવેલી આગળ ટીપુ અને જેનરલ હેરીસ વચ્ચે થયું, તેમાં પણ ટીપુએ હાર ખાધી (૧૭૯૯). જેનરલ હેરીસે તરત સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો, અને તે શેહેર હલ્લો કરી લીધું. ટીપુ લડતાં માર્યો ગયો (૧૭૯૯). અને વિગ્રહનો અંત આવ્યો.

---

## મરેઠા સાથને બીજો વિગ્રહ ( ૧૮૦૩-૧૮૦૫ ).

નાના ફડવીસનાં મરણ પછી દૌલતરાવ સીંધ્યા અને જેશવંતરાવ હોલકર વચ્ચે લડાઇ ચાલી; તેમાં બાજીરાવ પેશ્વાએ સીંધ્યાનો પક્ષ પકડયો, અને હોલકરના ભાઇ વીઠુજીને હાથીના પગ તળે કચડી નખાવ્યો. જેશવંતરાવ ૧૮૦૧ માં સીંધ્યા અને પેશવાની ફોજની નજર ચુકવીને પુનાની નજદીક આવ્યો, અને પુના લડીને લીધું. બાજીરાવ નાસીને વસાઇમાં અંગ્રેજોને આશરે રહયો, અને ત્યાં ૧૮૦૨ માં પોતાની ગાદી પાછી મેળવવાને માટે અંગ્રેજો સાથે સંધી કરી. જેનરલ વેલસ્લીએ ગવર્નર જેનરલના હુકમથી ૧૮૦૩ માં પેશ્વાને પુને લાવી પાછો ગાદીએ બેસાડયો. હોલકર પુના છોડીને માલવા તરફ નીકળી ગયેલો હતો; અને સીંધ્યા તથા નાગપોરનો રાજા રઘુજી ભોંસલે પોતાની ફોજ સહિત પુનાની નજદીક હતા, તેમને પોતપોતાના મુલકમાં જવાને જેનરલ વેલસ્લીએ જણાવ્યું. આ બે રાજા જેઓ વસઇની સંધીથી મરેઠી રાજની સ્વતંત્રતા ગઇ એવું સમજીને બાજીરાવ પર ગુસ્સે થયા હતા, તેઓએ જેનરલ વેલસ્લીના કેહેવા ઉપર કાંઇ લક્ષ આપ્યું નહીં, અને તેથી અંગ્રેજો અને મરેઠા વચ્ચે લડાઇ ઉઠી.

લોર્ડ વેલસ્લીએ મરેઠી સરદારો સામે ચોતરફથી ફોજો મોકલી. મુખ્ય ફોજો દખણમાં જેનરલ વેલસ્લીની સરદારી હેઠળ, અને હિંદુસ્તાનમાં જેનરલ લેકની સરદારી હેઠળ હતી. જેનરલ વેલસ્લીએ ૧૮૦૩ માં અહમદનગર શેહેર જીતી લીધું અને એસે અને આરગામની લડાઇમાં સીંધ્યા અને રઘુજી ભોંસલેને હરાવ્યા. એજ વર્ષમાં જેનરલ લેકે દીલ્હી અને આગ્રા શેહેરો લડીને મરેઠા કનેથી જીતી લીધાં, અને આલીઘર અને લાસવારીની લડાઇમાં સીંધ્યાની પલટનોને હરાવી. આ હારથી એજ વર્ષને છેડે દૌલતરાવ સીંધ્યા અને રઘુજી ભોંસલેએ કેટલાક મુલક આપીને અંગ્રેજો સાથે સંધી કરી.

૧૮૦૪ માં હોલકર અંગ્રેજોની સામો થયો. મોકન્દ્રા ઘાટમાં કરનલ મોન્સનને હરાવીને હોલકરે તેનાં લશકરનો નાશ કર્યો, અને દીલ્હીપર હુમલો કર્યો. કરનલ ઓકટરલોનીએ ઘણી બહાદુરીથી દીલ્હીનો બચાવ કર્યો, અને હોલકરને ઘેરો ઉઠાવવાની ફરજ પાડી. પછી જેનરલ ફ્રેસરે હોલકરને દીગની લડાઇમાં હરાવ્યો, જેમાં ફ્રેસર પોતે માર્યો ગયો; અને જેનરલ લેકે ફરકાબાદ આગળ હોલકરનાં લ-

શાકરનો ઘાન વાળ્યો (૧૮૦૪). ભરતપુરના રાજાએ હોલ્કરને મદદ કરી હતી, તેથી લેકે તેનો દીગનો કિલ્લો લઇ લીધો; અને ૧૮૦૫ માં ભરતપુરના મજબુત કિલ્લાને ઘેરો ઘાલ્યો. ભરતપુરના કિલ્લાની દીવાલ ઘણી જાડી અને માટીની હોવાને લીધે કેટલાક માસ સુધી લેક એ કિલ્લો લેવામાં ફાવ્યો નહીં; પણ તેટલામાં રાજાએ ગભરાઇને અંગ્રેજોને ૨૦ લાખ રૂપીઆ આપીને સંધી કરી. વળી એ વર્ષમાં સીંધ્યાએ પાછી લડાઇ ઉઠાવી અને તે હોલ્કર સાથે મળી ગયો; પણ ગવર્નર જેનરલ સર જયોર્જ બાર્લોએ લોર્ડ લેકના વિચારની વિરૂધ મરેઠી સરદારો સાથે તેમને ફાયદો થાય એવી શરતોએ સંધી કરીને વિગ્રહનો અંત આણ્યો. (૧૮૦૫).]

---

## ટીપુ (૧૭૮૨-૧૭૯૯)

[ટીપુ મૈસોરના રાજા હૈદરઅલીનો છોકરો હતો, અને ૧૭૮૨ માં તેના બાપના મરણ પછી ગાદીએ બેઠો. એ વખતે અંગ્રેજો સાથે લડાઇ ચાલતી હતી તે એણે ફ્રેંચોની મદદથી ચાલુ રાખી. ૧૭૮૩માં ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ થવાથી ફ્રેન્ચો એને છોડી ગયા અને ૧૭૮૪ માં અંગ્રેજ અને ટીપુ વચ્ચે સંધી થઇ અને લડાઇ બંધ પડી ત્યાર પછી એણે કનારા અને કૂર્ગ પ્રાંતોપર ચઢાઇ કરી, અને એક લાખ માણસને કેદ પકડી જબરે તેમને મુસલમાન થવાની ફરજ પાડી. ૧૭૮૮ માં એણે મલબાર પ્રાંતપર ચઢાઇ કરી, અને ત્યાંના નાયાર લોકને જોર જુલમથી મુસલમાન કર્યા. ૧૭૮૯ માં એણે ત્રાવનકોર પ્રાંતપર ચઢાઇ કરી, પણ સખત હાર ખાઇ એને હઠવું પડયું.

૧૭૯૦ માં ત્રાવણકોરપર એણે ફરીથી ચઢાઇ કરી, ત્યારે એ ફાવ્યો. ત્રાવનકોરનો રાજા અંગ્રેજનો મિત્ર હોવાથી અંગ્રેજો સાથે એને લડાઇ ઉઠી. લોર્ડ કોરનવાલીસે ૧૭૯૧ માં એનું બેંગલોર શેહેર જીતી લઇને એને અરીકેરાની લડાઇમાં હરાવ્યો; અને ૧૭૯૨ માં સીરીંગાપટમને ઘેરો ઘાલીને એને સંધી કરવાની ફરજ પાડી. આ સંધીથી ટીપુને પોતાનું અરધું રાજ ખોવું પડયું, ને લડાઇના ખરચ બદલ ત્રણ કરોડ રૂપીઆ આપવા પડયા સંધી કીધા પછી એ પાછી લડાઇની તૈયારી કરવા લાગ્યો. અંગ્રેજોને હાંકી કાઢવાની મતલબથી નેપોલીઆન બોનાપાર્ટ

અને કાબુલના રાજા સાથે કાગળ પત્રનો વહેવાર ચલાવવા લાગ્યો. આ કારણથી ૧૭૯૮ માં પાછી અંગ્રેજો સાથે લડાઇ છેડી. ૧૭૯૯ માં અંગ્રેજોએ એને સદાસીર અને માલવેલીની લડાઇમાં હરાવીને એની રાજધાનીનું શેહેર સીરીંગાપટમ લઇ લીધું, જ્યારે ટીપુ માર્યો ગયો. અંગ્રેજોએ એનું રાજ લઇ લીધું અને એના છોકરાને વર્ષાસન બાંધી આપીને વેલોરમાં રાખ્યા. ]



## પ્રકરણ ૧૩ મું.

### ૭ લોર્ડ મિન્ટો—૧૮૦૭-૧૮૧૩.

### અને

### ૮ લોર્ડ હેસ્તિંગ્સ—૧૮૧૩-૧૮૨૩.

૧૮૦૭—લોર્ડ મિન્ટો સર જ્યોર્જ બાર્લો પછી ગવર્નર જેનરલ થયો.

૧૮૦૮—ત્રાવનકોરના દીવાને રૈયતપર ઘણો જુલમ પાડ્યો તેથી અંગ્રેજી લશકરે ત્રાવનકોરનો કબજો લીધો.

૧૮૦૯—લોર્ડ મિન્ટોએ પંજાબના બળવાન રાજા રંજીતસીંગ જોડે સંધી કરીને તેને અંગ્રેજોનો મિત્ર કર્યો.

૧૮૧૩—ત્રાવનકોર પ્રાંત અંગ્રેજોએ પાછો આપી દીધો.

„ ઇસ્ટ ઇન્ડયા કંપનીના પટાની મુદત પૂરી થવાથી હિંદુસ્તાનનો વેપાર સર્વ અંગ્રેજોને ખુલો થયો.

૧૮૧૩—લોર્ડ મિન્ટો સ્વદેશ ગયો, અને તેજ વર્ષમાં મરણ પામ્યો. લોર્ડ હેસ્તિંગ્સ ગવર્નર જેનરલ થયો.

૧૮૧૪—લોર્ડ હેસ્તિંગ્સે નેપાલના ગુરખા લોકો સામે વિગ્રહ આરંભ્યો, અને ચાર ફોજ જુદે જુદે રસ્તે નેપાલમાં મોકલી.

૧૮૧૫—ત્રણ ફોજને ગુરખા લોકોએ પાછી હઠાવી; પણ ચોથી ફોજ સાથે જેનરલ ઓકટરલોનીએ તેમના નળાગઢ અને મલુનના કિલ્લા લીધા.

૧૮૧૬—મકવાનપુરની લડાઇમાં જેનરલ ઓકટરલોનીએ ગુરખા લોકને હરાવ્યા; અને નેપાલના રાજાએ કેટલોક મુલક અંગ્રેજોને આપીને સલાહ કરી.

૧૮૧૭—લોર્ડ હેસ્તિંગ્સે પીંઢારા નામના લુટારાનાં ટોળાં સામે એક મોટી ફોજ સાથે સર તોમસ હીસલપ અને સર જોન માલકમને મોકલ્યા; જેમણે આ લુટારાને વીખેરી નાખ્યા, અને તેમના મુખ્ય સરદારોને શરણે આવવાની ફરજ પાડી.

,, મરેઠા સાથનો ત્રીજો વિગ્રહ શરૂ થયો, અને અંગ્રેજોને પેશ્વા, હોલકર, અને નાગપોરના રાજા આપાસાહેબ જોડે લડવું પડયું.

,, અંગ્રેજ સરદાર મેજર ફોર્ડે ખડકીની લડાઇમાં પેશ્વાની ફોજને હરાવી.

,, મહીદપોરની લડાઇમાં સર તોમસ હીસલપ અને સર જોન માલકમે હોલકરનાં લશકરને હરાવ્યું.

,, સીતાબુલ્દીની લડાઇમાં કેપટન ફીત્સજેરલ્ડે આપાસાહેબને હરાવ્યો.

૧૮૧૮—કોરેગામની લડાઇમાં કેપટન સ્તોન્તને પેશ્વાની ફોજને હરાવી.

,, અંગ્રેજોએ સતારા લીધું, અને જાહેરનામું કાઢીને ગવર્નર જેનરલે પેશ્વાને પદભ્રષ્ટ કર્યો, અને તેનું રાજ્ય લઇ લીધું.

,, આષ્ટેની લડાઇમાં જેનરલ સ્મીથે પેશ્વાની ફોજને હરાવી. પેશ્વા નાઠો, અને સર જોન માલકમને શરણ થયો.

૧૮૧૮—મન્દેસર આગળ અંગ્રેજ અને હોલ્કર વચ્ચે સંધી થઈ, જેથી હોલ્કરે રજપુતો ઉપરના પોતાના દાવા છોડી દીધા, અને બ્રિટિશ સરકારનાં રક્ષણમાં પોતાનું રાજ્ય મેળવ્યું.

,, આપાસાહેબને કેદ પકડીને અલાહાબાદ મોકલવામાં આવ્યો; પણ રસ્તામાં તે નાઠો; ને ભટકીને પંજાબમાં જઈ મરણ પામ્યો, નાગપોરની ગાદી ગવર્નર જેનરલે રઘુજી ભોંસ્લેના એક પૌત્રને આપી.

૧૮૨૩—લોર્ડ હેસ્તિંગ્સ ઇંગ્લંડ ગયો અને લોર્ડ એમ્હર્સ્ટ ગવર્નર જેનરલ થયો.



**લોર્ડ મિન્ટો** ૧૮૦૭ માં હિંદુસ્તાનના ગવર્નર જેનરલના ઓધ્ધાપર આવ્યો. કંપનીના ડીરેક્ટરોએ એને સખત તાકીદ કરીને મોકલ્યો હતો, તેથી દેશી રાજ્યોના મામલામાં એ ઘણો વચ્ચે પડયો નહીં. એણે ફ્રેન્ચોના મોરીશીયસ અને બોરબોન બેટો, અને વલંદાનો જાવા બેટ જીત્યો (૧૮૦૯-૧૮૧૦). એણે પંજાબના બળવાન રાજા રંજીતસીંગની દરબારમાં સર ચાર્લ્સ મેત્કાફને એલચી તરીકે મોકલ્યો, જેણે રંજીતસીંગ જોડે સંધી કરીને તેને અંગ્રેજોનો મિત્ર બનાવ્યો. વળી લોર્ડ મિન્ટોએ મોનસ્તુઅર્ટ એલ્ફિન્સ્ટનને કાબુલના બાદશાહની દરબારમાં અને જોન માલ્કમને ઇરાનના બાદશાહની દરબારમાં એલચી તરીકે મોકલ્યા, જેઓએ બાદશાહો સાથે બંદોબસ્ત કરીને તેમના દેશોમાં અંગ્રેજના યુરોપીયન શત્રુનો પગપેસારો બંધ પાડયો. ૧૮૧૩ માં ઇસ્ટ ઇન્ડયા કંપનીના પટાની મુદત પુરી થવાથી હિંદુસ્તાન જોડેનો સર્વ વેપાર અંગ્રેજોને ખુલ્લો થયો; અને ચીન જોડેના વેપારનો પટો માત્ર કંપનીને મળ્યો. એજ વર્ષમાં લોર્ડ મિન્ટો સ્વદેશ જઇ મરણ પામ્યો.

**લોર્ડ હેસ્તિંગ્સ** ૧૮૧૩ માં લોર્ડ મિન્ટો પછી હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. એ એક પ્રખ્યાત લશકરી અમલદાર અને અનુભવી રાજ્ય કારભારી હતો. હેસ્તિંગ્સ અને વેલસ્લીની માફક એણે કંપનીના મુલકનો વીસ્તાર ઘણો

વધાર્યો, અને નવ વર્ષ લગી હિંદુસ્તાનનો વહિવટ ઘણી દ્રઢતા અને ફતેહમંદીથી ચલાવીને બ્રિટિશ રાજ્યને ઘણું બળવાન કર્યું. લોર્ડ હેસ્તિંગ્સે નેપાલના ગુરખા લોકો સામે લડાઇ ઉઠાવીને તેમનો કેટલોક મુલક લઇ લીધો અને તેમના રાજાને સંધી કરવાની ફરજ પાડી (૧૮૧૬). વળી મધ્ય હિંદુસ્તાનમાં પીંઢારા નામના લુટારાઓનો ઉપદ્રવ ઘણો વધી પડયો હતો, તેમની સામે સર તોમસ હીસ્લપ અને સર જોન માલકમની સરદારી હેઠળ એક મોટું લશકર મોકલીને લોર્ડ હેસ્ટિંગ્સે એ લુટારાઓને વીખેરી નાખી લોકને સુખ કર્યું; અને તેમના મુખ્ય સરદારો અમીરખાં, કરીમખાં, વસીલમહમદ અને ચીતુને તાબે થવાની ફરજ પાડી. (૧૮૧૮). એના વખતમાં મરેઠાનો ત્રીજો વિગ્રહ થયો અને પેશ્વાનાં રાજ્યનો અંત આવ્યો. બાજીરાવ પેશ્વાએ ૧૮૧૭માં અંગ્રેજની જુસરી હેઠળથી નિકળી જવાની મતલબથી લડાઇ ઉઠાવી પણ ખડકી. કોરેગામ અને આષ્ટેની લડાઇમાં હાર્યો તેથી એ સર જોન માલકમને શરણ થયો અને તેનું રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાખ્યું (૧૮૧૮). નાગપોરના રાજા આપાસાહેબે પેશ્વાને મદદ કરવાની મતલબથી બંડ કર્યું પણ અંગ્રેજોએ તેને હરાવીને નહસાડયો, અને રઘુજી ભોંસ્લેના પૌત્રને નાગપોરની ગાદી આપી (૧૮૧૮). વળી હોલ્કરના સરદારોએ પણ લડાઇ ઉઠાવી તેમને ૧૮૧૭ માં સર તોમસ હીસ્લપ અને સર જોન માલકમે મહીદપોરની લડાઇમાં હરાવ્યા, અને લોર્ડ હેસ્તિંગ્સે હોલકરને તેના મુલકનો રાજ્ય કારભાર અંગ્રેજોને સોંપવાની ફરજ પાડી (૧૮૧૮). આવી રીતે અંગ્રેજોનો અમલ વધારીને આ પ્રખ્યાત સુબો ૧૮૨૩ માં સ્વદેશ ગયો.]

---

## ગુરખા લોકો જોડે વિગ્રહ (૧૮૧૪-૧૮૧૬).

[નેપાલના રાજાએ બ્રિટિશ મુલકમાંના એક જમીનદારને કેદ કર્યો, અને ૧૮ બ્રીટિશ પોલીસ અમલદારોને મારી નાખ્યા, તેથી લોર્ડ હેસ્તિંગ્સે ૧૮૧૪ માં તેમની સામે લડાઇ ઉઠાવી, અને નેપાલમાં ચાર બાજુએથી ફોજો મોકલી. ગુરખા લોકોએ જેનરલ ગીલેસ્પી, જેનરલ ઉડ, અને જેનરલ મારલેને તેમની ફોજો સાથે પાછા હઠાવ્યા, અને જેનરલ ગીલેસ્પી માર્યો ગયો. ચોથી ફોજ સાથ

જેનરલ ઑક્ટરલોની એકલો ગુરખા સામે ફાવ્યો, અને ગુરખાઓના મજબુત સરદાર અમરસીંગને હરાવીને નળાગઢના અને મલુનના મજબુત કિલ્લા કબ્જે લીધા ( ૧૮૧૫ ). ૧૮૧૬ માં જેનરલ ઑક્ટરલોની નેપાલની રાજધાની ખતમન્ડુ-પર ધસ્યો, અને રાજધાનીથી ૫૦ મૈલ દૂર મકવાનપુર આગળ ગુરખાઓની એક મોટી ફોજને હરાવી. આ હારથી ગભરાઇને નેપાળના રાજાએ અંગ્રેજોની માગણી પ્રમાણે કેટલોક મુલક આપીને સંધી કરી ( ૧૮૧૬ ).

---

## મરેઠા સાથનો ત્રિજો વિગ્રહ ( ૧૮૧૭--૧૮૧૮ ).

બાજીરાવ પેશ્વા જે અંગ્રેજોને ઘણો ધીક્કારતો હતો, તે મુખ્ય મરેઠી સરદારો સાથે મળીને અંગ્રેજો સામે કાવત્રાં કરવા લાગ્યો, અને ૧૮૧૭ માં પીંઢારા સામે અંગ્રેજોને મદદ કરવાને બાહાને તેણે એક મોટી ફોજ પુનાની નજદીક ભેગી કરી. એજ વખતે આપાસાહેબે નાગપુરમાં અંગ્રેજો સામે બંડ ઉઠાવીને અંગ્રેજી વકીલના રેહેઠાણપર હુમલો કર્યો, અને હોલકરના સરદારોએ પણ અંગ્રેજી મુલકપર ચઢાઇ કરી ( ૧૮૧૭ ).

પુના માહેલો અંગ્રેજી વકીલ મોનસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન પેશ્વાની મતલબ સમજી ગયો હતો, તેથી તેણે પણ પુના પાસે ખડકીમાં થોડું અંગ્રેજી લશકર ભેગું કર્યું હતું, અને પોતે પણ રેસીડનસી (વકીલનું રેહેવાનું મથક) છોડીને ખડકીમાં આવી રહ્યો. પેશ્વાએ રેસીડનસી લુટીને ૨૬૦૦૦ માણસની ફોજ સાથે ખડકીના નાનાં અંગ્રેજી લશકરપર હુમલો કીધો, પણ મેજર ફોર્ડે તેની ફોજને હરાવીને હાંકી કાઢી. જેનરલ સ્મિથ જે પુનાથી થોડેક દૂર હતો તેણે તરત આવીને પુનાનો કબજો લીધો, અને પેશ્વાને પુનામાંથી નહસાડયો. ત્યાર પછી પુનાથી ૧૦ મૈલ દૂર કોરેગામ આગલ ૨૫૦૦૦ માણસની પેશવાની ફોજે અંગ્રેજી લશકરની ૮૦૦ માણસની એક ટુકડીપર હુમલો કીધો પણ અંગ્રેજી સરદાર કેપ્તન સ્તોન્તને મરેઠી ફોજને હઠાવી ( ૧ લી જાનેવારી ૧૮૧૮ ). છેલ્લી લડાઇ અંગ્રેજ અને પેશ્વાની ફોજ વચ્ચે આષ્ટે આગળ થઇ, જ્યાં જેનરલ સ્મિથે પેશ્વાની ફોજને હરાવી. અને પેશ્વાનો બાહાદુર સરદાર ગોખલે લડતાં માર્યો ગયો. ( ૧૮૧૮ ) પેશ્વા નાઠો, અને ગવર્નર જેનરલ લોર્ડ હેસ્તિંગ્સે એક જાહેરનામું કાઢીને તેનો

પદભ્રષ્ટ કર્યો અને તેનું રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાખ્યું. પેશ્વા થોડા વખત ભટકીને ૧૮૧૮ના મે મહિનામાં સર જોન માલ્કમને શરણ થયો, જેણે આઠ લાખ રૂપીઆનું વર્ષાસન આપવાનો કરાર કર્યો. પેશવાને કાનપુરની પાસે બીઠુર ગામમાં રાખવામાં આવ્યો, જ્યાં તે ૧૮૫૩ માં મરણ પામ્યો.

આપાસાહેબે ૧૮૧૭ માં રેસીડનસીપર હુમલો કીધો, પણ કેપ્તન ફીત્સજેરલડે સીતાબુલ્ડીની ટેકરી આગલ તેને હરાવ્યો. (૧૮૧૭). આપાસાહેબ શરણ થયો અને રેસીડન્ટે બીજી વખત શરતો કરીને ૧૮૧૮ માં તેને પાછો ગાદીએ બેસાડયો. થોડા વખતમાં આપાસાહેબ પાછો કાવત્રાં કરવા લાગ્યો, તથી રેસીડંટ મી૦ જેન્કીન્સે તેને કેદ પકડીને ગવર્નર જેનરલના હુકમથી અલાહાબાદ મોકલાવ્યો રસ્તામાં આપાસાહેબ નાશી ગયો, અને કેટલોક વખત ભટકીને પંજાબમાં ગયો, જ્યાં તે મરણ પામ્યો. ગવર્નર જેનરલે નાગપોરની ગાદીપર રઘુજીના એક પૌત્રને બેસાડયો.

હોલકરના સરદારોએ જેશવંતરાવની બાયડી તુલસીબાઇ, જે તેના નાના છોકરા મહલારરાવની વતી રાજ્ય કરતી હતી, તેને મારી નાખીને અંગ્રેજી મુલક ઉપર ચઢાઇ કરી, પણ મહીદપોરની લડાઇમાં સર તોમસ હીસ્લપ અને સર જોન માલ્કમે તેઓને હરાવ્યા. ૧૮૧૮ માં ગવર્નર જેનરલ અને મહલારરાવ હોલ્કર વચ્ચે મન્દેસર આગળ સંધી થઇ, તેથી હોલ્કરે રજપુતો ઉપરના પોતાના દાવા છોડી દીધા, અને બ્રિટિશ સરકારનાં રક્ષણમાં પોતાનું રાજ્ય મેલ્યું.]

• —•○•—

## પ્રકરણ ૧૪ મું.

### ૯. લોર્ડ એમ્હર્સ્ટ ૧૮૨૩–૧૮૨૮.

અને

### ૧૦. લોર્ડ વિલ્યમ બેન્ટિંક ૧૮૨૮–૧૮૩૫.

**૧૮૨૩—લોર્ડ હેસ્તિંગ્સ પછી લોર્ડ એમ્હર્સ્ટ ગવર્નર જેનરલ થયો.**

**૧૮૨૪—લોર્ડ એમ્હર્સ્ટે બ્રહ્મી લોકની સામે લડાઇ ઉઠાવી.**

„ અંગ્રેજ સરદાર સર આર્ચી બાલ્ડ કેમ્પબેલ બ્રહ્મ દેશમાં પેઠો, અને તેણે રંગુન સર કરી પ્રખ્યાત બ્રહ્મી સરદાર મહાબન્દુલાને હરાવ્યો.

૧૮૨૫—અંગ્રેજોએ આસામ અને આરાકાન પ્રાંતો તાબે કીધા; અને કેમ્પબેલે ડોનાબ્યુ આગલ મહાબન્દુલાને હરાવીને તે શેહેરનો કબજો લીધો.

„ પ્રોમની લડાઇમાં સર આર્ચીબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મી ફોજને હરાવી.

„ ભરતપુરની ગાદી બાબદ ખટપટ ચાલવાથી લોર્ડ એમ્હર્સ્ટને લડાઇ ઉઠાવવી પડી; અને સેનાપતિ લોર્ડ કોમ્બરમીયરે ભરતપુરને ઘેરો ઘાલ્યો.

૧૮૨૬—લોર્ડ કોમ્બરમીયરે સુરંગથી ભરતપુરની જાડી માટીની દીવાલ ઉરાડી નાખીને હલ્લો કરીને કિલ્લો લીધો.

„ સર આર્ચિબાલ્ડ કેમ્પબેલે મલુન શેહેર જીતી લીધું, અને પાઘાન આગળ બ્રહ્મી લશકરને હરાવ્યું.

„ આવાના રાજાએ નીચલી શરતોએ યાન્ડાબો આગળ સંધી કરી:—(૧) આવાના રાજાએ આસામ, આરાકાન, અને તેનાસરીમ પ્રાંતો અંગ્રેજોને આપવા; (૨) કાચર અને જેન્ત્યાપરથી પોતાના દાવા ઉઠાવવા; (૩) લડાઇના ખરચ બદલ એક કરોડ રૂપીઆ આપવા.

૧૮૨૮—લોર્ડ એમ્હર્સ્ટ સ્વદેશ ગયો, અને લોર્ડ વિલ્યમ બેન્ટિંક ગવર્નર જેનરલ થયો.

૧૮૨૮-૧૮૩૫-લોર્ડ બેન્ટિંકે મુલકી અને લશકરી ખરચમાં ઘટાડો કર્યો; ન્યાય ખાતામાં મુનસફો અને સદરઅમીનો નીમ્યા; દેશીઓને

મોટા ઓધ્ધા આપતા કર્યા; અને દેશી ભાષાને બદલે અંગ્રેજી ભાષામાં કેળવણી આપવાનો હુકમ કર્યો.

૧૮૨૯—હિંદુઓમાં બાયડીઓ સતી થતી હતી, એટલે કે પોતાના મરણ પામેલા ભરથાર સામે બળી મરતી હતી, તે ચાલ લોર્ડ બેન્ટિંકે સખત કાયદો બાંધી બંધ પાડયો.

„ મધ્ય હિંદુસ્તાનમાં ફાંસીઆ અથવા ઠગ લોકો મુસાફરો તથા જાત્રાળુઓ સાથે મળી જઈને લાગ ફાવવે તેમને ફાંસો દઈ મારી નાખતા અને તેમનો માલ લઈ નાશી જતા તેઓને પકડીને લોર્ડ બેન્ટિંકે સજા કરી, અને તે લોકોથી થતા ઉપદ્રવનો અટકાવ કર્યો.

૧૮૩૨—મૈસોરનાં રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલવાથી ગવર્નર જેનરલે મૈસોરનો રાજ્ય કારભાર એક બ્રિટિશ અમલદારને સોંપ્યો.

૧૮૩૩—કૂર્ગ પ્રાંતનો રાજા રૈયતપર ઘણો જુલમ પાડતો હતો, તેથી લોર્ડ બેન્ટિંકે તેને ગાદીએથી ઉડાડી મૂકયો, અને કૂર્ગ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

૧૮૩૪—ચીન દેશના વેપારની છુટ અંગ્રેજી પ્રજાને મળી, તેથી ઈસ્ટ ઈન્ડયા કંપનીને હાથ ફકત રાજ્ય સત્તા રહી.

૧૮૩૫—લોર્ડ બેન્ટિંક સ્વદેશ ગયો, અને લોર્ડ ઓકલેન્ડ હિંદુસ્તાનમાં આવી પુગે તેટલાં સર ચાર્લ્સ મેતકાફે ગવર્નર જેનરલનો ઓધ્ધો ચલાવ્યો.

„ સર ચાર્લ્સ મેતકાફે એક કાયદો બાંધીને હિંદુસ્તાનના છાપાને છુટ આપી, અને તેના ઉપરની બંધી કાઢી નાખી.

---

[ **લોર્ડ એમ્હર્સ્ટ** લાર્ડ હેસ્તિંગ્સ પછી ૧૮૨૩ માં હિંદુસ્તાનમાં ગવર્નર જેનરલ થયો. બ્રહ્મી લોકોએ પોતાનું રાજ્ય છેક બંગાલાની સીમા સુધી ફેલાવ્યું હતું, અને તેઓ સરહદ ઉપર રેહેનારા લોકોને હેરાન કરતા, તેથી ગવર્નર જેનરલે ૧૮૨૪ માં તેઓ સામે લડાઇ ઉઠાવી. અંગ્રેજી લશકરે સર આર્ચિબાલ્ડ કેમ્પબેલની સરદારી હેઠળ રંગુન, ડાનાબ્યુ, પ્રોમ, અને પાઘાન આગળ બ્રહ્મીઓને હરાવ્યા (૧૮૨૫-૧૮૨૬); તેથી આવાના રાજાએ કેટલોક મુલક અને એક કરોડ રૂપીઆ આપીને અંગ્રેજો સાથે સંધી કરી (૧૮૨૬). ભરતપુરની ગાદી બાબદ ૧૮૨૫ માં ખટપટ ચાલી અને લોર્ડ એમ્હર્સ્ટને પોતાની મરજી વિરૂધ વચ્ચે પડવાને ફરજ પડી. ભરતપુરનો મજબુત કિલ્લો ૧૮૨૬ માં સેનાપતિ લોર્ડ કોમ્બરમીયરે હલ્લો કરીને લીધો, અને ખટપટનો અંત આવ્યો. ૧૮૨૮ માં લોર્ડ એમ્હર્સ્ટ સ્વદેશ ગયો.]

---

## બ્રહ્મી લોકો જોડે પેહેલો વિગ્રહ—(૧૮૨૪-૧૮૨૬)

[ બ્રહ્મી લોકોએ તેમની સરહદ ઉપર આવેલા બંગાલા પ્રાંતના ભાગોપર ચઢાઇ કરીને લોકોને હેરાન કર્યા કીધા, તેથી ૧૮૨૪ માં લોર્ડ એમ્હર્સ્ટને લડાઇ ઉઠાવવાની ફરજ પડી. સર આર્ચિબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મ દેશપર ચઢાઇ કીધી અને રંગુન સર કરી પ્રખ્યાત બ્રહ્મી સરદાર મહાબંદુલાને રંગુનની નજદીક હરાવ્યો (૧૮૨૪). બંદુલા ડાનાબ્યુ શેહેરપર હટી ગયો, જ્યાં ૧૮૨૫ માં જેનરલ કેમ્પબેલે તેને ફરીથી હરાવ્યો. મહાબંદુલા માર્યો ગયો અને ડાનાબ્યુ શેહેર અંગ્રેજોએ લીધું. પછી જેનરલ કેમ્પબેલે પ્રોમ આગળ બ્રહ્મી ફોજને હરાવી (૧૮૨૫ ૧૮૨૬માં મલુન શેહેર જીતી લઇને કેમ્પબેલે પાઘાનની લડાઇમાં બ્રહ્મી લશકરને હરાવ્યું, અને તે આગળ વધ્યો. આવાથી ૪૦ મૈલ દૂર યાન્ડાબો આગળ સર આર્ચીબાલ્ડ કેમ્પબેલ આવી લાગો, ત્યારે આવાના રાજાએ અંગ્રેજોને આસામ, આરાકાન અને તેનાસરીમ આંતા, તથા લડાઇના ખરચ બદલ એક કરોડ રૂપીઆ આપીને સંધી કીધી.

---

## ભરતપુરનો વિગ્રહ (૧૮૨૫–૧૮૨૬).

૧૮૨૫ માં ભરતપુરના રાજાના મરણ પછી ગાદીને માટે તેના ભાઇ બળદેવસીંગ અને તેના ભત્રીજા દુર્જનસાલ વચ્ચે તકરાર હતી. અંગ્રેજ સરકારે બળદેવસીંગને ગાદીએ બેસાડયો. થોડા મહિનામાં બળદેવસીંગ એક નાના બાળકને મેલીને મરણ પામ્યો. દુર્જનસાલે આ બાળકને કેદ કર્યો અને ભરતપુરનો કબજો લીધો. અંગ્રેજ વકીલ સર દેવીડ ઓકટરલોનીએ દુર્જનસાલની સામે થવાને લોર્ડ એમ્હર્સ્ટને પણ સમજાવ્યું, પણ લોર્ડ એમ્હર્સ્ટે તેનું માન્યું નહીં; તેથી ઓકટરલોનીએ રાજીનામું આપ્યું. (રાજીનામું આપ્યા પછી થોડા માસમાં આ શૂરો સરદાર હિંદુસ્તાનમાં મરણ પામ્યો). એની જગાએ સર ચાર્લ્સ મેતકાફ વકીલ થયો, તે ગવર્નર જેનરલને સમજાવવાને ફતેહ પામ્યો, અને લડાઇ હતી. સેનાધીપતી લોર્ડ કોમ્બરમીયરે ભરતપુરને ૧૮૨૫ના ડીસેમ્બર મહિનામાં ઘેરો ઘાલ્યો. ભરતપુરની જાડી માટીની દીવાલ ઉપર અંગ્રેજોની તોપોથી કંઇ અસર થઇ નહીં, તેથી લોર્ડ કોમ્બરમીયરે સુરંગથી દીવાલ ઉરાડી નાખી, ને હલ્લો કરી કિલ્લાનો કબજો લીધો (૧૮૨૬). દુર્જનસાલ કેદ પકડાયો, અને અંગ્રેજોએ બળદેવસીંગના બાળકને ગાદીએ બેસાડયો.

---

**લોર્ડ વિલ્યમ બેન્ટિંક** ૧૮૨૮ માં હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. એના વખતમાં કોઇ સાથે લડાઇ ચાલી નહીં. મૈસોરનાં રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલતો હોવાથી ૧૮૩૨ માં ગવર્નર જેનરલે મૈસોરનો રાજ્ય કારભાર એક બ્રિટિશ અમલદારને સોંપ્યો. વળી કૂર્ગ પ્રાંતનો રાજા રૈયતપર ઘણો જુલમ કરતો હતો તેથી લોર્ડ વિલ્યમ બેન્ટિંકે ૧૮૩૩ માં તેને ગાદીએથી ઉઠાડી મૂકયો, અને કૂર્ગ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાખ્યો.

લોર્ડ વિલ્યમ બેન્ટિંકનો અમલ એણે જે સુધારા કર્યા તેને માટે પ્રખ્યાત છે. એણે લશકરી અને મુલકી ખરચમાં ઘટાડો કર્યો; અને દેશીઓને મોટા ઓધ્ધા આપવાનો ધારો કર્યો. ન્યાયખાતામાં મુનસફ અને સદરઅમીનો નીમ્યા, અને તેમનો અધિકાર વધાર્યો. અસલના વખતથી સતીનો ચાલ હિંદુઓમાં ચાલતો હતો, તે લોર્ડ બેન્ટિંકે સખત કાયદો બાંધી બંધ પાડયો (૧૮૨૯). વળી

એ વખતે ફાંશીઆ અથવા ઠગ લોકોનો ઉપદ્રવ મધ્ય હિંદુસ્તાનમાં ઘણો વધી પડયો હતો, તેઓને નાબુદ કરવાનું કામ ગવર્નર જેનરલે મેજર સ્લીમેનને સોંપ્યું (૧૮૨૯). મેજર સ્લીમેને ઘણા ઠગોને પકડીને સજા કરી અને બાકીના ઓને જબલપુરમાં લાવી સદ ઉદયોગમાં કામે લગાડવાની ફરજ પાડી. વળી લોર્ડ બેન્ટિંકે કેળવણી આપવાની રીતમાં સુધારો કર્યો; અને દેશી ભાષાને બદલે અંગ્રેજી ભાષાની મારફતે કેળવણી આપવાનો હુકમ કર્યો. એના વખતમાં વરાળથી ચાલતી આગબોટો હિંદુસ્તાન અને ઇંગલંડ વચ્ચે ફરવા લાગી, અને કેપનો રસ્તો બંધ પડીને લાલ સમુદ્ર અને મીસરને રસ્તે આવજાવ શરૂ થયો. ૧૮૩૪ માં ઇસ્ટ ઇન્ડયા કંપનીના પટાની મુદ્દત પૂરી થઇ, અને ચીનના વેપારની પણ અંગ્રેજી પ્રજાને છુટ મળી અને કંપનીને હાથ ફકત રાજય સત્તા રહી. ૧૮૩૫ માં લોર્ડ બેન્ટિંક ઇંગલંડ ગયો. ]

---

## પ્રકરણ ૧૫ મું.

### ૧૧. લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬-૧૮૪૨.

### અને

### ૧૨. લોર્ડ એલનબરો ૧૮૪૨-૧૮૪૪.

૧૮૩૬—લોર્ડ ઓકલેન્ડ હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો.

૧૮૩૭—મહારાણી વિકટોરીઆ ઇંગ્લંડની ગાદીએ બેઠાં.

" આફ્ઘાનીસ્તાનમાં રશીઅન લોકનો પગપેસારો થતો જોઇને લોર્ડ ઓકલેન્ડે ત્યાંનાં રાજા દોસ્તમહમદને અંગ્રેજોનો મિત્ર કરી રાખવાનો ઠરાવ કર્યો, અને તે મતલબથી તેની દરબારમાં એક એલચી મોકલ્યો.

૧૮૩૮—દોસ્તમહમદે અંગ્રેજોની મૈત્રી કબુલ કરી નહીં, તેથી લોર્ડ ઓકલેન્ડે આફ્ઘાનીસ્તાનનો આગલો રાજા શાહ સુજા જે

અંગ્રેજોને આશરે લુધીઆનામાં રેહેતો હતો તેને આફધાનીસ્તા-નની ગાદીએ બેસાડવાને માટે દોસ્તમહમદ સામે લડાઈ ઉઠાવી.

૧૮૩૯—અંગ્રેજ સરદાર સર જોન કીન બોલાન ઘાટને રસ્તે આફધા-નીસ્તાનમાં પેઠો અને કંદહાર શેહેર જીતી લઈને ત્યાં શાહ સુજાને બાદશાહ તરીકે જાહેર કર્યો.

„ સર જોન કીને ત્યાર પછી ગીજની શેહેર લઈને કાબુલપર કુચ કરી. દોસ્તમહમદ કાબુલ છોડી બોખારા તરફ નાઠો, અને સર જોન કીને કાબુલનો કબજો લઈ શાહ સુજાને ગાદીએ બેસાડયો.

„ શાહસુજાના રક્ષણ માટે થોડું લશકર કાબુલમાં રાખીને, અને તેની દરબારમાં સર વિલ્યમ મેકનાટનને અંગ્રેજોના વકીલ તરીકે મૂકીને, સર જોન કીન હિંદુસ્તાન પાછો ફર્યો.

૧૮૪૦—જેનરલ સેલે પરવાનની લડાઈમાં દોસ્તમહમદને હરાવ્યો.

„ દોસ્તમહમદ સર વિલ્યમ મેકનાટનને સરણ થયો, અને તેને હિંદુતાનમાં રાખવામાં આવ્યો.

૧૮૪૧—ખીલજી જાતના અફધાનોએ અંગ્રેજો સામે બંડ ઉઠાવ્યું, અને સર રોબર્ટ સેલને જલાલાબાદ જતા અટકાવ્યો; પણ સેલ ઘણી બાહાદુરીથી લડીને જલાલાબાદ જઈ પુગો, અને તેણે ઘણા વખત સુધી અફગાનો સામે જલાલાબાદનો બચાવ કીધો.

„ થોડા વખતમાં દોસ્તમહમદના છોકરા અકબરખાંની સરદારી હેઠળ આખા દેશમાં બળવો ફેલાયો. કાબુલમાં સર એલેકસાન્ડર બર્નસ, સર વિલ્યમ મેકનાટન અને બીજા કેટલાએક અંગ્રેજ અમલદારોને અફગાનોએ મારી નાખ્યા.

૧૮૪૨—કાબુલમાંનાં અંગ્રેજી લશકરે ગભરાઇને અંગ્રેજોને નીચું લગાડે એવી સરતોથી અકબરખાં સાથે સંધી કરી અને શાહ સુજાને એકલો મૂકીને હિંદુસ્તાન તરફ કુચ કરી. રસ્તામાં અફઘાનોએ તેમને ઘણા હેરાન કર્યા, અને તેમના હુમલાથી તેમજ ટાઢ અને ભુખથી ઘણાં માણસો મરી ગયાં. સ્ત્રીઓ અને કબીલાવાલા અમલદારોને અકબરને સ્વાધીન કરીને લશકર આગલ વધ્યું, પણ માર્ગમાં ડાકતર બ્રાઇડન શિવાય સઘળા માર્યા ગયા. ડાકતર બ્રાઇડન એકલો આ આફતના સમાચાર લઇને જલાલાબાદ જઈ પોંહોંચ્યો.

૧૮૪૨—શાહ સુજાને અફઘાનોએ મારી નાખ્યો.

„ લોર્ડ ઓકલેન્ડ ઇંગ્લંડ ગયો, અને લોર્ડ એલનબરો ગવર્નર જેનરલ થયો.

„ લોર્ડ એલનબરોએ જેનરલ પોલકને ખૈબર ઘાટને રસ્તે અને જેનરલ ઇંગ્લંડને બોલાન ઘાટને રસ્તે આફઘાનીસ્તાનમાં મોકલ્યા.

„ જેનરલ પોલકે જલાલાબાદ જઇ સેલનો છુટકો કર્યો, અને અફઘાનોને હરાવીને પોલક અને સેલ કાબુલમાં પેઠા.

„ જેનરલ ઇંગ્લંડે કંદહારમાં જેનરલ નોટનો છુટકો કર્યો; અને જેનરલ નોટ ગીજની સર કરી કાબુલમાં પોલક અને સેલને આવી મલ્યો.

„ અંગ્રેજ અમલદારો અને સ્ત્રીઓ જે અકબરખાંના કબજામાં હતાં તેમને તેમના રખેવાળને લાંચ આપીને સર શેખસ્પીઅરે છોડવ્યાં; અને કાબુલનાં મોટાં બજારનો નાશ કરીને અંગ્રેજી લશકર હિંદુસ્તાન પાછું ફર્યું.

૧૮૪૨—હિંદુસ્તાનમાં દોસ્તમહમદ અને બીજા અંગ્રેજો હતા તેમને પોતાને દેશ જવાની બ્રિટિશ સરકારે રજા આપી.

" સિંધના અમીરોએ અંગ્રેજો સામે લડાઇ ઉઠાવી.

૧૮૪૩—મીયાની અને હૈદ્રાબાદની લઢાઇમાં સર ચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા.

" લોર્ડ એલનબરોએ સિંધ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

" ગવાલ્યરની દરબારમાં બે પક્ષ વચ્ચે તકરાર ઉઠવાથી ગવર્નર જેનરલે એક પક્ષને મદદ કરવાની મતલબથી લડાઇ ઉઠાવી.

૧૮૪૩—સર હ્યુગોફે મહારાજપુર આગળ, અને જેનરલ ગ્રેએ પનીઆર આગળ ગવાલ્યરની ફોજોને હરાવી. મરેઠા તાબે થયા, અને ગવર્નર જેનરલની મરજી મુજબ રાજ્ય કારભાર ચલાવવાને તેઓએ કબુલ કર્યું.

૧૮૪૪—કંપનીના ડીરેકટરોએ લોર્ડ એલનબરોને પાછો બોલાવી લીધો, અને સર હેનરી હારડિંન્જને તેની જગાએ મોકલ્યો.

---

**લોર્ડ ઓકલેન્ડ** ૧૮૩૬માં હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. એણે આફ્ઘાનીસ્તાનમાં રશીઅન લોકોનો પગપેસારો અટકાવવાને ત્યાંના રાજા દોસ્તમહમદને અંગ્રેજોનો મિત્ર કરી રાખવાને તજવીજ કરી; પણ દોસ્તમહમદે અંગ્રેજોની દોસ્તી કબુલ કરી નહીં, તેથી અંગ્રેજો અને અફ્ઘાનો વચ્ચે ૧૮૩૮ માં પેહેલો વિગ્રહ શરૂ થયો. ૧૮૩૯ માં અંગ્રેજ સરદાર સર જોન કીને કંદહાર, ગીજની, અને કાબુલ સર કરી, અફ્ઘાનીસ્તાનના આગલા રાજા શાહ સુજાને ગાદીએ બેસાડયો. દોસ્તમહમદ અંગ્રેજોને શરણ થયો. કાબુલમાં શાહ સુજાના રક્ષણ માટે થોડું અંગ્રેજી લશકર મુકીને સર જોન કીન પાછો હિંદુસ્તાન ફર્યો (૧૮૪૦). ૧૮૪૧માં અફ્ઘાનોએ બંડ કર્યું અને ઘણાએક અંગ્રેજ અમલદારોને મારી

નાખ્યા. ૧૮૪૨ માં અંગ્રેજી લશકર કાબુલ છોડીને હિંદુસ્તાન તરફ પાછું ફર્યું, પણ રસ્તામાં અફઘાનોના હુમલાથી સઘળું નાશ પામ્યું. એ વિગ્રહ પુરો થાય તેની અગાઉ લૉર્ડ ઓકલેન્ડ ઇંગ્લંડ ગયો. એના વખતમાં ૧૮૪૦ થી ૧૮૪૨ સુધી ચીન સાથે વિગ્રહ ચાલ્યો, અને અંગ્રેજોને હોંગકોંગ બેટ મળ્યો, અને ચીનનાં ચાર બંદરમાં વેપાર કરવાની છુટ મળી.

---

**લૉર્ડ એલનબરો** લૉર્ડ ઓકલેન્ડ પછી ૧૮૪૨ માં હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. અફઘાનો સામે એણે ખૈબર અને બોલાન ઘાટને રસ્તે બે લશકરો મોકલ્યાં. જેનરલ પોલકે ખૈબર ઘાટને રસ્તે જઇને જલાલાબાદમાં સેલનો છુટકો કર્યો અને તેને સાથે લઇને કાબુલપર કુચ કરી. જેનરલ ઇંગ્લંડ બોલાન ઘાટને રસ્તે જઇને જેનરલ નોટનો કંદહારમાં છુટકો કર્યો, અને જેનરલ નોટ પણ ગીજની સર કરી કાબુલમાં પોલક અને સેલને આવી મળ્યો. બળવાખોરોના કબજા માડેલા અંગ્રેજી અમલદારો અને સ્ત્રીઓને છોડવીને, અને કાબુલના મોટાં બજારનો નાશ કરીને આ સરદારો પોતાની ફોજો સહિત હિંદુસ્તાન પાછા ફર્યા (૧૮૪૨). એજ વર્ષમાં સિંધના અમીરો જોડે અંગ્રેજોને લડાઈ થઇ. સર ચાર્લ્સ નેપીઅરે ૧૮૪૩ માં અમીરોને મીયાની અને હૈદ્રાબાદની લડાઇમાં હરાવ્યા. અને લૉર્ડ એલનબરોએ સિંધ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. ગવાલ્યરમાં ગવર્નર જેનરલની મરજી મુજબ રાજ્ય કારભાર નહીં ચાલવાથી લૉર્ડ એલનબરોએ મરેઠા સામે લડાઇ ઉઠાવી. સર હ્યુ ગોફે મહારાજપોર આગળ, અને જેનરલ ગ્રેએ પનીઆર આગળ મરેઠાને હરાવ્યા; જેથી ગવર્નર જેનરલની મરજી મુજબ ગવાલ્યરમાં રાજ્ય કારભાર ચલાવવાનું મરેઠાઓએ કબુલ કર્યું. કંપનીના ડીરેકટરો જોડે ગવર્નર જેનરલને મત ફેર પડવાથી લૉર્ડ એલનબરોને ૧૮૪૪ માં પાછો બોલાવી લીધો. ]

---

## અફઘાન લોક જોડે પેહેલો વિગ્રહ (૧૮૩૮–૧૮૪૨)

લૉર્ડ બેન્ટિંકના અમલમાં અફઘાનીસ્તાનના રાજા શાહ સુજાને તેના ભાઇએ ગાદીપરથી ઉઠાડી મૂક્યો, તેથી તે હિંદુસ્તાનમાં આવી અંગ્રેજોને આશરે

રહ્યો. થોડા વખતમાં દોસ્ત મહમદ નામે એક સરદાર કાબુલમાં રાજા થયો, જેની દરબારમાં રશીઅન લોકોના આવજાવ વિશે સાંભળીને, લોર્ડ ઓકલેન્ડ રશીયનોનો પગપેસારો ત્યાં અટકાવવાની મતલબથી દોસ્ત મહમદને અંગ્રેજોનો મિત્ર કરી રાખવાની તજવીજ કરી અને તેની દરબારમાં એક અંગ્રેજ એલચી મોકલ્યો. દોસ્ત મહમદે અંગ્રેજોની દોસ્તી કબુલ રાખી નહીં, તેથી ૧૮૩૮ માં લોર્ડ ઓકલેન્ડે શાહ સુજાને કાબુલની ગાદીએ પાછો બેસાડવાને અફઘાનો સામે લડાઇ ઉઠાવી.

પંજાબના બળવાન રાજા રંજીતસીંઘ જોડે સંધો કરીને લોર્ડ ઓકલેન્ડે સર જોન કીનને બોલાંન ઘાટને રસ્તે અફગાનીસ્તાનપર ચઢાઇ કરવા મોકલ્યો (૧૮૩૮). જોનકીને કંદહાર, ગીજની અને કાબુલ જીતી લઇને શાહ સુજાને ગાદીએ બેસાડયો (૧૮૩૯). દોસ્ત મહમદ કાબુલ છોડી નાઠો, અને ૧૮૪૦માં અંગ્રેજ સરદાર રોબર્ટ સેલને હાથે હાર્યા પછી અંગ્રેજોને શરણ થયો, અને તેને હિંદુસ્તાનમાં રાખવામાં આવ્યો. સર જોનકીન કાબુલમાં શાહ સુજાના રક્ષણને માટે થોડું લશકર રાખીને, અને સર વીલ્યમ મેકનાટનને અંગ્રેજોના વકીલ તરીકે મૂકીને બાકીની ફોજ સહિત હિંદુસ્તાન પાછો ફર્યો.

૧૮૪૧ માં દોસ્તમહમદના છોકરા અકબરખાંનની સરદારી હેઠલ અફઘાનોએ અંગ્રેજો સામે બળવો ઉઠાવ્યો. જેનરલ સેલને જલાલાબાદ જતો તેઓએ અટકાવ્યો, પણ સેલ બહાદુરીથી લડીને જલાલાબાદ પોહોંચવામાં ફતેહ પામ્યો, અને તે કિલ્લો સમારીને તેણે બહાદુરીથી કેટલાક મહીના સુધી બચાવ કર્યો. જેનરલ નોટ એ વખતે બાહાદુરીથી કંદહારમાં તકી રહ્યો; પણ કાબુલમાં અંગ્રેજી લશકરે, હિંમત છોડી. સર વીલ્યમ મેકનાટન અને બીજા અમલદારો બળવાખોરોને હાથે માર્યા ગયા પછી, કાબુલમાંનું અંગ્રેજી લશકર નીચું લગાડે એવી શરતો બળવાખોરો સાથે કબુલ કરીને કાબુલ છોડી અને શાહ સુજાને એકલો નાખીને હિંદુસ્તાન તરફ પાછું ફર્યું (૧૮૪૨). રસ્તામાં અફઘાનોના હુમલાથી અને ટાઢ અને ભુખને લીધે ઘણાં માણસો મરણ પામ્યાં, તેથી અંગ્રેજોએ સ્ત્રીઓ અને કબીલાવાલા અમલદારોને અકબરખાંને સોંપીને આગળ ચાલવા માંડયું. આગળ જતાં ખીણોમાં અફઘાનોએ તેમને ઘણા હેરાન કર્યા. અફઘાનોન

હુમલાથી અને વળી ટાઢથી આખું લશ્કર માર્ગમાં નાશ પામ્યું. માત્ર ડાક્ટર ફ્રાઇડન નામનો એક અંગ્રેજ જલાલાબાદ જીવતો જવા પામ્યો, જેણે આ વિપત્તિની સઘળી હકીકત જણાવી.

આ આફતનું વેર લેવાની મતલબથી અને સેલ અને નોટનો, તેમજ અકબરખાંના કબજામાં રહેલી સ્ત્રીઓ અને અમલદારોનો છુટકારો કરવાને લોર્ડ એલનબરોએ બે ફોજો અફઘાનીસ્તાનમાં મોકલી (૧૮૪૨). જેનરલ પોલક ખૈબર ઘાટને રસ્તે જલાલાબાદ ગયો, અને સેલનો છુટકો કરીને તેની સાથે કાબુલપર ધસ્યો. માર્ગમાં અફઘાનોને હરાવીને પોલક અને સેલ કાબુલમાં પેઠા. જેનરલ ઇંગ્લંડ બોલાન ઘાટને રસ્તે કંદહાર ગયો, અને જેનરલ નોટનો છુટકારો કર્યો, જેનરલ નોટ પણ ગીજની સર કરીને કાબુલમાં પોલક અને સેલને આવી મળ્યો. અંગ્રેજ સ્ત્રી અને અમલદારોને અકબરખાંનના કબજામાંથી છોડવીને અને કાબુલનાં મોટાં બજારનો તદન નાશ કરીને આ સરદારો પોતાની ફોજ સહિત હિંદુસ્તાન પાછા ફર્યા (૧૮૪૨). દોસ્તમહમદ અને બીજા અફઘાનો જે હિંદુસ્તાનમાં હતા, તેઓને પોતાના દેશમાં જવાની રજા મળી. શાહ સુજાને ૧૮૪૨માં બળવાખોરોએ મારી નાખ્યો હતો, તેથી દોસ્તમહમદ પાછો કાબુલનો રાજા થયો.

---

## સિંધના અમીરો જોડે વિગ્રહ (૧૮૪૨-૧૮૪૩)

[સિંધના અમીરો સિંધ પ્રાંત અને બ્રિટિશ હિંદુસ્તાન વચ્ચેના વેપારને ઘણી અડચણ કરતા હતા, અને તેઓએ અફઘાન વિગ્રહની વખતે બ્રિટિશ ફોજને સિંધમાંથી પસાર થતાં ઘણી હરકત કરી હતી, તેથી ૧૮૪૨માં લોર્ડ એલનબરોએ સર ચાર્લ્સ નેપીઅરને તેમની સાથે સંધી કરવા મોકલ્યો. અમીરોએ સંધી કરવાને બદલે અંગ્રેજી વકીલ મેજર ઓટરામનાં રેહેઠાણ ઉપર હુમલો કરી લડાઇ ઉઠાવી.

મેજર ઓટરામે ઘણી બહાદુરીથી લડીને સિંધુ નદીમાં પોતાની આગબોટ ઉપર આશરો લીધો. થોડા વખતમાં સર ચાર્લ્સ નેપીઅર એક અંગ્રેજી ફોજ સાથે અમીરોની સામો થયો. ૧૮૪૩ માં હૈદ્રાબાદથી છ મૈલ દુર મીઆની આગળ

તેણે અમીરોની ફોજને હરાવી, તેથી છ અમીર અંગ્રેજોને તાબે થયા. ત્યાર પછી મીરપુરનો અમીર એક મોટી ફોજ સાથે હૈદ્રાબાદ આગળ અંગ્રેજોની સામે થયો, પણ સર ચાર્લ્સ નેપીઅરે તેને હરાવ્યો. આખો સિંધ પ્રાંત અંગ્રેજોને તાબે થયો, અને લોર્ડ એલનબરોએ તેને બ્રિટિશ રાજ્ય સાથે જોડી નાખીને અમીરોને કાશીમાં નજર કેદ રાખ્યા. ( ૧૮૪૩ ). ]

---

## ગ્વાલ્યરના મરેઠી સરદારો સાથે વિગ્રહ (૧૮૪૩).

[ ૧૮૪૩ માં ગ્વાલ્યરનો રાજા અપુત્ર મરણ પામ્યો, અને તેની રાણીએ બાદશાહી કુટુંબના એક બાળકને દતપુત્ર કરી લીધો. આ બાળકની વતી રાજ્ય કારભાર ચલાવવાને મહારાણી અને મરનાર રાજાના મામા વચ્ચે તકરાર હતી. અંગ્રેજ વકીલે મામાસાહેબનો પક્ષ ખેંચ્યો, પણ મહારાણીનાં સાથીઓએ તેનું કાંઇ ચાલવા દીધું નહીં, તેથી લોર્ડ એલનબરોને લડાઇ ઉઠાવવી પડી. સર હુગોફે મહારાજપોર આગળ ગ્વાલ્યરના લશકરના એક ભાગને હરાવ્યો, અને તેજ દહાડે પનીઆર આગળ જેનરલ ગ્રેએ મરેઠાની બીજી ટુકડીને હરાવી (૨૯ મી ડીસેમ્બર ૧૮૪૩). મરેઠા તાબે થયા, અને ગવરનર જેનરલની મરજી માફક માંડલિક રાજ્ય સ્થાપી તેઓએ સંધી કરી]

---

## પ્રકરણ ૧૬ મું.

### ૧૩. લોર્ડ હાર્ડિન્જ ૧૮૪૪–૧૮૪૮.

### ૧૪. લોર્ડ ડેલ્હુસી ૧૮૪૮–૧૮૫૬.

**૧૮૪૪—સર હેનરી હાર્ડિન્જ ગવર્નર જેનરલ થયો.**

**૧૮૪૫—પંજાબના સીખ સરદારોએ બ્રિટિશ મુલક ઉપર ચઢાઇ કરીને અંગ્રેજો સામે વિગ્રહ આરંભ્યો.**

" મુડકીની લડાઇમાં જેનરલ હ્યુગોફે સીખ લોકની એક મોટી ફોજને હરાવી. (આ લડાઇમાં પ્રખ્યાત સર રોબર્ટ સેલ જખમી થયો, ને થોડા વખતમાં મરણ પામ્યો.)

૧૮૪૫—ફીરોજશરની લડાઇમાં સર હ્યુગોફે ફરીથી સીખ લોકોની મોટી ફોજને હરાવી.

૧૮૪૬—સીખ સરદાર ગુલાબસીંગે બદીવાલ આગલ અંગ્રેજ સરદાર સર હેરી સ્મીથને હરાવ્યો; પણ સ્મીથને લશકરની મદદ આવી મળવાથી તેણે અલીવાલની લડાઇમાં સીખ લોકોને હરાવ્યા.

" સર હ્યુગોફે સર હેરી સ્મિથ સાથે મળી જઇને સોબ્રાઓન આગલ સીખ લોકને હરાવ્યા, અને લાહોરનો કબજો લઇ સીખ સરદારોને નીચલી સરતે સંધી કરવાની ફરજ પાડીઃ— **લાહોરની સંધી**-(૧) પંજાબના રાજાએ સતલજ અને બીયા નદી વચ્ચેનો મુલક અંગ્રેજોને આપવો; (૨) રાજા ધુલપસીંગ ઉમરે પુગે ત્યાંસુધી રાજ્ય, સભાએ અંગ્રેજી વકીલની સલાહ મુજબ ચલાવવું; (૩) લડાઇનો સઘળો ખરચ અંગ્રેજોને આપવો; (૪) રાજ્યના રક્ષણને માટે એક અંગ્રેજી ફોજ લાહોરમાં રાખવી, અને તેનો ખરચ સીખ રાજાએ આપવો.

૧૮૪૮—સર હેનરી હાર્ડિન્જને ઉમરાવની પદવી મળ્યા પછી તે ઇંગ્લંડ ગયો અને તેની જગાએ લોર્ડ ડેલ્હુસી આવ્યો.

" સતારાનો રાજા અપુત્ર મરણ પામ્યો, તેથી લોર્ડ ડેલ્હુસીએ સતારાનું રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાખ્યું.

" મુલતાનના હાકેમ લાલા મુળરાજે અંગ્રેજો સામો બળવો કરીને બે અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, અને પંજાબના બીજા

ભાગમાં પણ સીખ લોકોએ બંડ ઉઠાવ્યાં, તેથી પંજાબનો બીજો વિગ્રહ શરૂ થયો.

૧૮૪૮—અંગ્રેજ સરદાર એડવર્ડસે કીનેરી અને સદુશામ આગલ મુળરાજને હરાવ્યો. મુળરાજ મુલતાનમાં ભરાયો; પણ જેનરલ વીશ અને મેજર એડવર્ડસે મુલતાનને ઘેરો ઘાલ્યો.

૧૮૪૯—જેનરલ વીશે હલ્લો કરી મુલતાન લીધું અને મુળરાજ કેદ પકડાયો. મુળરાજની તપાસ થઈ, અને અંગ્રેજ અમલદારોના ખુન કરવામાં તેની સામેલગીરી માટે તેને દેશનિકાલ કર્યો.

„ રામનગર, ચીલીઆનવાલા, અને ગુજરાતની લડાઈમાં લોર્ડ ગોફે સીખ લોકને હરાવ્યા.

„ લોર્ડ ડેલ્હુસીએ પંજાબના રાજા ધુલપસીંગને પેનશન બાંધી આપીને પંજાબ પ્રાંત અંગ્રેજી રાજય સાથે જોડી દીધો.

૧૮૫૨—અંગ્રેજ અને બ્રહ્મીં લોકો વચ્ચે બીજો વિગ્રહ થયો. જેનરલ ગોડવીને બ્રહ્મિ લશકરને હરાવીને આવાના રાજાને સંધી કરવાની ફરજ પાડી, જેથી પેગુ પ્રાંત અંગ્રેજોને મળ્યો.

૧૮૫૩—નાગપુરનો રાજા અપુત્ર મુઓ તેથી લોર્ડ ડેલ્હુસીએ નાગપુરનુ રાજય અંગ્રેજી રાજય શાથે જોડી દીધું.

૧૮૫૬— અયોઢયાના રાજયમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલતો હતો, અને રૈયતપર ઘણો જુલમ પડતો હતો, તેથી નવાબને પેનશન આપીને અયોઢયાનો પ્રાંત લોર્ડ ડેલ્હુસીએ અંગ્રેજી રાજ સાથે જોડી દીધો.

„ લોર્ડ ડેલ્હુસી ઓફીસ છોડી ઈંગલંડ ગયો, અને લોર્ડ કેનીંગ ગવર્નર જેનરલ થયો.

[ **સર હેનરી હાર્ડિન્જ** ૧૮૪૪ માં ગવર્નર જેનરલ થયો. એણે ૧૮૪૬ માં સીખ લોકો સામેનો પેહેલો વિગ્રહ આરંભ્યો, અને પોતે એક લશકરી અમલદાર હોવાથી વડા સરદાર સર હ્યુગોફના હાથ હેઠળ રહી સીખ લોકો સામે લડયો. સીખ લોકો મુડકી, ફીરોજસર, અને સોબ્રાઓનની લડાઇમાં હાર્યા પછી તાબે થયા અને સતલજ તથા બીયા વચ્ચેનો મુલક અને લડાઇનો ખરચ આપીને તેઓએ સંધી કરી. આ વિગ્રહ ફતેહમંદીથી ચલાવવાને માટે સર હેનરી હાર્ડિન્જને ઉમરાવની પદવી મળી. એણે ફાંસીઆ ઠગોનો ઉપદ્રવ અને સતીનો જંગલી ચાલ જે હજુર સુધી હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં ચાલતો હતો તેનો અટકાવ કર્યો. દીકરીઓને મારી નાખવાનો અને માણસોનો ભોગ આપવાનો ચાલ જે કેટલીક જાતોમાં હતો, તેનો અટકાવ કરવાને એણે બંદોબસ્ત કર્યો. હિંદુસ્તાનનાં કેટલાંક મોટાં શેહેરમાં વેપારની ચીજોપર દરવાજા આગળ ને જગાત લેવામાં આવતી હતી, તે એણે બંધ કરી. તાજમેહેલ અને બીજી સુંદર ઇમારતો સારી સ્થિતિમાં રાખવાના એણે ઉપાય લીધા. એ પ્રમાણે સુધારા કરીને આ ભલો ગવર્નર જેનરલ ૧૮૪૮ માં ઇંગ્લંડ ગયો.

---

**લોર્ડ ડેલહુસી** ૧૮૪૮ માં ગવર્નર જેનરલના હોદ્દાપર આવ્યો એની મરજી હિંદુસ્તાનમાં શાંતી જાળવી રાખવાની હતી, પણ સીખ લોકોએ એને લડાઇ ઉઠાવવાની ફરજ પાડી. સેનાધિપતી લોર્ડ ગોફે સીખ લોકોને ચીલીઆનવાલા અને ગુજરાતની લડાઇમાં હરાવ્યા પછી સીખ લોકો તાબે થયા, અને લોર્ડ ડેલહુસીએ ૧૮૪૯ માં પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાખ્યો. પંજાબનો રાજ્ય કારભાર ચલાવવાને એણે કમીશનરો નીમ્યા, જેમાં પ્રખ્યાત ભાઇઓ સર હેનરી અને સર જોન લોરન્સ મુખ્ય હતા. ત્યાર પછી ૧૮૫૨ માં બ્રહ્મી લોકો સાથે લડાઇ કરીને એણે તેમનો પેગુ પ્રાંત લઇ લીધો. ૧૮૪૮ માં સતારાનો રાજા અને ૧૮૫૩ માં નાગપોરનો રાજા અપુત્ર મુઆ, તેથી ગવર્નર જેનરલે સતારા અને નાગપોરનાં રાજ્યો ખાલસા કર્યાં. અયોધ્યાના રાજ્યમાં ગેરબંદોબસ્ત ચાલ્યો હતો, અને રૈયતપર ઘણો જુલમ પડતો હતો, તેથી ૧૮૫૬

માં નવાબને પેનશન આપીને અયોધ્યાનો પ્રાંત પણ લોર્ડ ડેલ્હુસીએ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

લોર્ડ ડેલ્હુસીના વખતમાં પેહેલવેહેલી લોઢાંની સડક હિંદુસ્તાનમાં બાંધવામાં આવી અને તારના સંદેસા પણ જવા લાગ્યા. વળી એના વખતમાં સડકો, પુલો, બરાકો, વગેરે બીજી મોટી સરકારી ઇમારતો બાંધવાની શરૂઆત થઇ અને નાણાની મોટી રકમો રોકાઇ. આઠ વર્ષ સુધી હિંસ્તાનનો રાજ્ય કારભાર ચલાવી લોર્ડ ડેલ્હુસી ૧૮૫૬ માં ઇંગ્લંડ ગયો.]

---

## પંજાબનો પેહેલો વિગ્રહ (૧૮૪૫-૧૮૪૬).

[૧૮૩૯ માં પંજાબનો બળવાન રાજા રંજીતસીંગ મરણ પામ્યો, અને ત્યાર પછી તેનાં રાજ્યમાં ઘણો ગેરબંદોબસ્ત ચાલ્યો, અને રાજા પ્રધાન વગેરેના ખુનો થયાં. ૧૮૪૫ માં રંજીતસીંગનો નાનો છોકરો ધુલીપસીંગ ગાદીપર હતો તે વખતે બળવાન સીખ ફોજ લડાઇ કરવાને ઘણી આતુર હતી; તેથી માંહોમાંહે સરદારોમાં લડાઇ ઠરો એવી ધાસ્તીથી લાહોરની રાજ્ય સભાએ અંગ્રેજોના મુલક ઉપર ચઢાઇ કરીને ફોજનું ધ્યાન રોકવાને ફાયદાકારક વિચાર્યું. સીખ દરબારનો આવો મામલો જોઇને સર હેનરી હાર્ડિન્જે પંજાબની સરહદ ઉપર એક મોટી ફોજ એકઠી કરી રાખી હતી, અને સીખ લોકો જેવા સતલજ નદી ઉતરી આ પાર આવ્યા કે તરત ગવર્નર જેનરલે લડાઇ જાહેર કરી (૧૮૪૫).

સેનાધિપતિ સર હ્યુગોફે સીખ લોકોની ૩૦૦૦૦ માણસની ફોજને મુડકીની લડાઇમાં હરાવી (૧૮૪૫). મુદકીની લડાઇ પછી ગવર્નર જેનરલ પોતે અંગ્રેજી ફોજને આવી મળ્યો, અને પોતાના મોટા ઓહ્દાની દરકાર રાખ્યા વગર સર હ્યુગોફના હાથ હેઠળ ઉપ સેનાધિપતિની પદવી ધારણ કરી લડવામાં સામેલ થયો. સીખ લોકોની એક મોટી ફોજ મુડકી અને ફીરોજપોરની વચ્ચે ફીરોજસર આગળ પડી હતી, તે ઉપર સર હ્યુગોફે હુમલો કર્યો, અને તે ફોજને હરાવી ઓફે તેમની ૭૦ તોપો લઇ લીધી (૧૮૪૫). ત્યાર પછી ૧૮૪૬ ના જાનેવારી મહીનામાં સીખ સરદાર રૂલાબસીંગે બદીવાલ આગળ સર હેરી સ્મિથને

હરાવ્યો; પણ સ્મિથને લશકરની મદદ આવી મળવાથી તે સીખ ફોજ ઉપર ધસ્યો અને આલીવાલ આગળ તેણે સીખ ફોજને હરાવી. સર હ્યુગોફે ત્યાર પછી સર હેરી સ્મિથ સાથે મળી જઈને સોબ્રાઓન આગળ પાછા સીખ લોકોને હરાવ્યા (૧૮૪૬). સીખલોકો તાબે થયા અને સર હ્યુગોફે લાહોર સર કરી સીખ સરદારોને સંધી કરવાની ફરજ પાડી અને વિગ્રહનો અંત આણ્યો.

---

## પંજાબનો બીજો વિગ્રહ (૧૮૪૮-૧૮૪૯)

૧૮૪૮ માં મુલતાનના હાકેમ મુળરાજની જગાએ લાહોરની સરકારે ખાન સીંગને નીમ્યો, અને તે ખાનસીંગ સાથે બે અંગ્રેજ અમલદારો મી૦ વેન્સ એગ્ન્યુ અને મી૦ એન્દરસન મુલતાન ગયા. આ અમલદારોને મુળરાજની મસલતથી મારી નાખવામાં આવ્યા; અને મુળરાજે ખુનીઓને ઇનામ આપીને બળવો ઉઠાવ્યો. પંજાબના બીજા ભાગમાં પણ સીખ લોકો અંગ્રેજો સામે ઉઠયા અને લડાઇ ઉઠી.

એદવર્ડસ નામનો એક જુવાન લશકરી અમલદાર મુલતાનની પડોસમાં હતો, તેણે કીનેરી અને સદુસામ આગળ બળવાખોરોને હરાવ્યા, અને મુળરાજને મુલતાનમાં ભરાવાની ફરજ પાડી (૧૮૪૮). એજ વર્ષના ડીસેમ્બર મહીનામાં જેનરલ વીશ અને મેજર એદવર્ડસે મુલતાનને ઘેરો ઘાલ્યો. શેરસીંગ નામનો એક સીખ સરદાર જે અંગ્રેજોની સાથે હતો, તે આ વખતે પોતાની ફોજ સહિત શત્રૂ ભણી ગયો, તેથી અંગ્રેજો જલદી મુલતાન લઇ શકયા નહીં; પણ ૧૮૪૯ નાં જાનેવારી મહીનામાં જેનરલ વીશે મુલતાન હલ્લો કરી લીધું, ને મુળરાજને કેદ પકડયો.

આખા પંજાબમાં સીખ લોકો ઉઠયા હતા તેથી સેનાધિપતિ લોર્ડ ગોફ જલદીથી એક લશકર ભેગું કરીને શત્રૂની સામો ગયો, અને રામનગર આગળ તેમને હરાવી પાછા હઠાવ્યા. ત્યાર પછી ચીલીઆનવાલા આગળ લોર્ડ ગોફ અને શેરસીંગ વચ્ચે ભારે યુદ્ધ થયું (૧૮૪૯). આ લડાઇમાં જોકે સીખ લોકો હાર્યા, તોપણ અંગ્રેજ અમલદારો અને સીપાઇઓ એટલા તો માર્યા ગયા, કે હિંદુસ્તા-

નમાં અને ઈંગ્લંડમાં પોકાર થઈ રહ્યો. સર્વ લોર્ડ ગોફને ઠપકો આપવા લાગ્યા, અને ઇંગલંડથી લોર્ડ ગોફની જગાએ સર ચાર્લ્સ નેપીઅરને સેનાધિપતિ નીમીને મોકલ્યો. પણ સર ચાર્લ્સ નેપીઅર આવી પુગે તેની અગાઉ લોર્ડ ગોફે ગુજરાતની લડાઇમાં સીખ ફોજનો ઘાન વાલ્યો, અને તેમને હથીઆર છાડી દેવાની ફરજ પાડી (૧૮૪૯). સઘળે ઠેકાણે હવે સીખ લોકો તાબે થયા અને ૧૮૪૯ ના માર્ચ મહીનામાં લોર્ડ ડેલ્હુસીએ પંજાબ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો, અને ધુલીપસીંગને પેનશન બાંધી આપ્યું.

---

# પ્રકરણ ૧૭ મું

## ૧૫. લોર્ડ કેનીંગ-૧૮૫૬-૧૮૬૨.

લોર્ડ કેનીંગ લોર્ડ ડેલ્હુસી પછી ૧૮૫૬ માં હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. એ હિંદુસ્તાનમાં આવ્યા પછી થોડા વખતમાં બંગાલના દેશી સીપાઇઓએ બળવો ઉઠાવ્યો, અને આખાં ઉત્તર હિંદુસ્તાનમાં ઘણા અંગ્રેજો અને તેમનાં કુટુંબોને ઘાટકી રીતે મારી નાખ્યાં (૧૮૫૭). દીલ્હી, લકનૌ, અને કાનપોરમાં અંગ્રેજ અને બળવાખોરો વચ્ચે ભારે લડાઇઓ થઇ, અને આખરે અંગ્રેજો ફાવ્યા, અને બળવાનું જોર ૧૮૫૮ માં નરમ પડયું; પણ ૧૮૫૯ સુધી હિંદુસ્તાનમાં પુરેપુરી શાંતી થઇ નહીં. બળવો નરમ પડયા પછી તરતજ ઇંગ્લંડની રાજ્ય સભાએ હિંદુસ્તાનનું રાજ્ય ઇસ્ટ ઇંડીયા કંપની કનેથી લઇને રાણી વિકતોરીઆને સ્વાધીન કર્યું. ૧૮૫૮ ના નવેમ્બર મહીનાની પેહલી તારીખે એ વિષેનું જાહેરનામું આખા હિંદુસ્તાનમાં વાંચી સમજાવામાં આવ્યું, અને તે દીવસેથી ગવર્નર જેનરલો 'વાઇસરાય' કેહેવાવા લાગ્યા. બળવાના વખતમાં લોર્ડ કેનીંગે ઘણી દઢતા દેખાડી,

અને આવે વખતે પણ તે દેશીઓ તરફ અપક્ષપાત અને ઇનસાફથી વરત્યો તેથી તે અંગ્રેજોમાં ઘણો અળખામણો થઇ પડયો. જે લોકોએ બળવામાં મુખ્ય ભાગ લીધો હતો તે શિવાય બાકી સઘળાને એણે માફી બખશી, અને હિંદુસ્તાનમાં સમાધાની પાછી ફેલાવવાને ફતેહ પામ્યો. આ ભલો સુબો ૧૮૬૨ માં ઇંગ્લંડ ગયો, અને તરતજ ત્યાં મરણ પામ્યો.

---

## હિંદુસ્તાનમાં દેશી સીપાઇઓનો બળવો–૧૮૫૭.

લોર્ડ ડેલ્હુસીએ હિંદુસ્તાનના કેટલાક પ્રાંતો ખાલસા કર્યા હતા, તેથી હિંદુસ્તાનના દેશીઓના દીલ દુઃખી થયાં હતાં. વળી એ વખતે દેશીઓમાં તેમાં મુખ્યત્વે કરીને બંગાલાના દેશી સીપાઓમાં એવા ગપાટા ફેલાયા હતા, કે અંગ્રેજ સરકાર સર્વને વટલાવવાની કોશેશ કરે છે. એવી ધુમ ફેલાઇ હતી એવામાં બંગાલાની રીજમીનોને નવી બંદુકો આપવામાં આવી, જેના કાર્ટીજને દાંતવડે ખોલવાની ગોઠવણ કરેલી હતી. કેટલાક મતલબીઆઓએ સીપાઇઓમાં એવી ખોટી વાતો ફેલાવી કે દાંતવડે ખોલવાની જગાએ કાર્ટીજોને ડુકકર અને ગાયની ચરબી ચોપડેલી છે. આથી કરીને હિંદુ અને મુસલમાન સીપાઇઓ ગભરાટમાં પડયા, અને દુષ્ટ નાના સાહેબ અને બીજા અંગ્રેજોપર નારાજ થયલા રાજા અને સરદારોએ પોતાના માણસોની મારફતે આવી વાતો ફેલાવીને દેશી સીપાઇઓના મન ફેરવી નાખ્યાં તેથી તેઓ બળવો કરવાને તૈયાર થયા (૧૮૫૭).

પહેલાં મીરતની દેશી રીજમીટોએ બળવો કર્યો, અને અમલદારો અને બીજા અંગ્રેજોને મારી નાખી અને તુરંગમાના કેદીઓને છોડી મુકીને શેહેરના ભાગો બાળી નાખ્યા (૧૦ મી મે ૧૮૫૭). ત્યાર પછી તેઓએ દીલ્હી તરફ કુચ કરી. આ ખબર ફેલાતાંજ વાયવ્ય પ્રાંત, અયોઢયા, બંગાલા, અને મધ્ય હિંદુસ્તાનની દેશી રીજમીટોએ પણ બળવો કર્યો અને અંગ્રેજોને મારી નાખીને

ઘણાખરાઓએ દીલ્હી તરફ કુચ કરી. પંજાબના સર જોન લોરેન્સની સખત રાજનીતિને લીધે સીખ લોકો અને બીજા દેશી સીપાઇઓ પણ અંગ્રેજના પક્ષમાં રહ્યા; અને મુંબઇ અને મદ્રાસનાં દેશી સીપાઇઓ પણ અંગ્રેજ સરકારને વફાદાર રહ્યા.

કાનપુર, લકનો, અને દીલ્હી આગલ બળવાનું જોર ઘણું વધી ગયું. કાનપુરમાં જેનરલ વ્હીલરની સરદારી હેઠલ અંગ્રેજોએ ઘણી બાહાદુરીથી બચાવ કર્યા પછી જ્યારે નાનાસાહેબે તેઓને ખાતરી આપી કે તેમને સહીસલામત જવા દીધામાં આવશે, ત્યારે તેઓ શરણ થયા; પણ આ દુષ્ટ નાનાએ પોતાનો વચન પાળ્યો નહીં, પણ નદીમાં અંગ્રેજોની બોટો ઉપર બેઉ બાજુએથી બંદુકનો મારો ચલાવીને તેમનો નાશ કર્યો, અને તેમનાં બાયડી છોકરાંને ઘણી ઘાતકી રીતે મારી નાખ્યાં (૧૮૫૭). લકનોમાં સર હેનરી લોરન્સની સરદારી હેઠલ અંગ્રેજોએ ઘણાં દુખો વેઠીને બાહાદુરીથી બચાવ કર્યો. સર હેનરી લોરન્સ થોડા વખતમાં માર્યો ગયો, તોપણ અંગ્રેજોએ હિંમત છોડી નહીં. જેનરલ હેવલોક અને જેનરલ ઔત્રામ મુશકેલીથી આ લકનોના નાના લશકરને આવી મળ્યા; પણ સર કોલીન કેમ્પબેલ મોટી ફોજ સાથે આવી બળવાખોરોને હરાવીને સઘળાઓનો છુટકારો કીધો, ત્યાંસુધી અંગ્રેજોને લડવું પડયું (૧૮૫૭) દીલ્હીમાં આસપાસથી બળવાખોરોની ઘણી મોટી સંખ્યા ભેગી થઇ હતી તેથી દીલ્હા શેહેરપર અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો (૮ મી જુન ૧૮૫૭) કેટલાક મહિના સુધી અંગ્રેજો અને બળવાખોરો વચ્ચે લડાઇ ચાલ્યા કીધી, પણ અંગ્રેજો દીલ્હી લેવામાં જલદી ફાવ્યા- નહીં. સરદારો લડવાથી અને મંદવાડથી એક પછી એક માર્યા ગયા, અને અંગ્રેજી લશકર ઘણી ખરાબ હાલતમાં આવી પડયું. એ વખતે પંજાબના કમીશનર સર જોન લોરેન્સે પંજાબમાંથી જેનરલ નીકલસનની સાથે લશકર મોકલ્યું, જેની મદદથી અંગ્રેજો દીલ્હી લેવામાં ફતેહ પામ્યા, જોકે હલ્લો કરતાં જેનરલ નીકલસન માર્યો ગયો (૧૪ મી સપ્ટેમ્બર ૧૮૫૭). દીલ્હીના બાદશાહને દેશનીકાલ કરી રંગુનમાં રાખ્યો, અને તેના છોકરાઓને મારી નાખ્યા. દીલ્હી લીધા પછી, અને લકનોમાં અંગ્રેજોને છોડવ્યા પછી સર કોલીન કેમ્પબેલે ઉત્તર હિંદુસ્તાનમાં અને સર હ્યુરોસે મધ્ય હિંદુસ્તાનમાં બળવો બેસાડી

દીધો. તાંતીઆ ટોપી અને બીજા બળવાખોરોને પકડીને મારી નાખવામાં આવ્યા પણ નાનાસાહેબ અંગ્રેજોને હાથ આવ્યો નહીં. ]

## ૧૬. લોર્ડ એલ્ગીન (૧૮૬૨—૧૮૬૩).

લોર્ડ કેનીંગની જગાએ લોર્ડ એલ્ગીન ૧૮૬૨ માં ગવર્નર જેનરલ થયો. એના વખતમાં વાઇસરાયની કાયદા બાંધનારી કાંઉનસીલમાં પેહેલ વેહેલા દેશી ગ્રહસ્થોને દાખલ કર્યા. લોર્ડ એલ્ગીન ૧૮૬૩ માં માંદો પડયો અને હિંદુસ્તાનમાંજ મરણ પામ્યો.

## ૧૭. સર જોન લોરન્સ (૧૮૬૪—૧૮૬૯).

બળવાની વખતે પંજાબને શાંત રાખીને હિંદુસ્તાનને બચાવનાર સર જોન લોરન્સ લોર્ડ એલજીન પછી ગવર્નર જેનરલ થયો. એના વખતમાં ભુતાનના રાજય જોડે અંગ્રેજોને લડવું પડયું (૧૮૬૪). ઓરીસામાં ૧૮૬૬ માં ભયંકર દુકાળ પડીને લોકોનો નાશ થયો. મુંબઇમાં રૂના ભાવ ખુબ ચઢી ગયાથી નાણા પુષ્કળ આવ્યાં, અને સંખ્યાબંધ કંપનીઓ નીકળીને શેરના સટા ચાલ્યા. આ સટાને લીધે ૧૮૬૫ માં મુંબઇના હજારો લોકો પાયમાલ થઇ ગયાં. સર જોન લોરન્સના અમલમાં અફ્ઘાનીસ્તાનના રાજા દોસ્ત મહમદના મરણથી તેના છોકરા માહોમાહે લડયા, અને તેનો એક છોકરો શેરઅલી ગાદી મેળવવામાં ફતેહ પામ્યો, જેને સર જોન લોરન્સે કાબુલના અમીર તરીકે કબુલ રાખ્યો. સર જોન લોરન્સ ૧૮૬૯ માં ઇંગલંડ ગયો, જયાં તેને ઉમરાવ બનાવવામાં આવ્યો. લોર્ડ લોરન્સ ૧૮૭૯ માં મરણ પામ્યો.

## ૧૮. લોર્ડ મેયો (૧૮૬૯—૧૮૭૨.)

સર જોન લોરન્સ પછી લોર્ડ મેયો ૧૮૬૯ માં હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. એણે અફ્ઘાનીસ્તાનના અમીર શેરઅલીને

હિંદુસ્તાનમાં આવવાનું ઇજન કર્યું અને અમ્બાલામાં એક દરબાર ભરીને અમીરને માન આપ્યું, અને બન્ને રાજ્યોની દોસ્તીમાં વધારો કર્યો. એના વખતમાં મહારાણી વિકતોરીઆનો બીજો પુત્ર શાહજાદો આલફ્રેડ હિંદુસ્તાનમાં આવ્યો, અને લોર્ડ મેયો તથા હિંદુસ્તાનના રાજાઓએ તેની સારી રીતે મેમાનદારી કરી. એના અમલમાં રાજ્ય કારભારમાં ઘણા સુધારા થયા, અને રેલવે તથા સરકારી ઇમારતો બાંધવાનું કામ પુર જોરમાં ચાલ્યું. ૧૮૭૨ માં આન્ડામન બેટમાં લોર્ડ મેયો કેદીઓની હાલત જોવા ગયો, ત્યાં એક દુષ્ટ અફઘાન કેદીએ આ ભલા વાઇસરાયનું ખુન કર્યું.

---

## ૧૯ લોર્ડ નોર્થ બ્રુક (૧૮૭૨—૧૮૭૬).

લોર્ડ મેયો પછી લોર્ડ નોર્થબ્રુક ૧૮૭૨ માં ગવર્નર જેનરલ થયો. એના અમલમાં વડોદરાના ગાયકવાડ ઉપર અંગ્રેજી રેસીડેન્ટને ઝેર દેવાની કોશેશ કરવાનું તોહોમત સાબીત થયાથી તેને ગાદીએથી ઉઠાડી મુકી, તેના કુટુંબના એક નાના છોકરાને વડોદરાની ગાદી આપી (૧૮૭૨). વળી એના વખતમાં મહારાણીનો વડો પુત્ર પ્રીન્સ ઓફ-વેલ્સ હિંદુસ્તાનના પ્રવાસે આવ્યો, જેને દેશીઓએ અને દેશી રાજાઓએ માન આપી અને સારી રીતે મેમાનદારી કરીને બ્રિટિશ રાજ તરફથી પોતાની વફાદારી જાહેર કરી. ૧૮૭૬ માં લોર્ડ નોર્થબ્રુક રાજીનામું આપી ઇંગ્લંડ ગયો.

## ૨૦ લોર્ડ લીટન (૧૮૭૬—૧૮૮૦).

લોર્ડ નોર્થબ્રુક પછી લોર્ડ લીટન હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. ૧૮૭૭ ના જાનેવારી મહીનાની પેહેલી તારીખે લોર્ડ લીટને દીલ્હીમાં એક મોટી દબદબા ભરેલી દરબાર ભરીને રાણી વિકટોરી-

આને હિંદના મહારાણી તરીકે જાહેર કર્યાં. એના વખતમાં દખણમાં ભારે દુકાળ પડયો, અને જો કે સરકારે ભારે ખરચ કરીને ભુખે મરતાં માણસોને અનાજ પોંહોંચતો કરવાને તજવીજ કરી તોપણ લખો માણસો અનાજ વગર મરણ પામ્યાં.

આફ્ઘાનીસ્તાનના અમીર શેરઅલીએ રશીઅન એલચીને કાબુલમાં આવકાર દીધો અને અંગ્રેજ એલચીને પાછો વાળ્યો તેથી ૧૮૭૮ માં લૉર્ડ લીટને બીજો અફ્ઘાન વિગ્રહ આરંભ્યો, અને આફ્ઘાનીસ્તાનમાં ખૈબર, કુરમ, અને બોલન ઘાટોને રસ્તે ત્રણ ફોજો મોકલી. શેરઅલી કાબુલ છોડી તુર્કસ્તાનમાં નાઠો, અને ત્યાં મરણ પામ્યો; અને અંગ્રેજોએ તેના વડા છોકરા યાકુબખાનને ગાડીએ બેસાડીને અંગ્રેજી વકીલને તેની દરબારમાં રાખ્યો, અને અંગ્રેજી રાજ્યની હદ અફ્ઘાન ઘાટો સુધી લંબાવી (૧૮૭૯). થોડા વખતમાં અફ્ઘાનોએ બંડ કરીને અંગ્રેજ વકીલ સર લુઈ કાવાગનારી અને તેના રસાલાના માણસોને કાપી નાખ્યાં, જેથી પાછી લડાઈ ઊઠી. યાકુબખાને ગાદીનો ત્યાગ કર્યો, અને તેને હિંદુસ્તાન લાવી રાખ્યો. સર દોનાલ્ડ સ્તુઅર્ટ અને ફ્રેડરીક રોબર્ટસની સરદારી હેઠલ અંગ્રેજોએ અફ્ઘાનોને હરાવી નરમ પાડયા, જો કે માઈવન્ડની લડાઈમાં શેરઅલીના નાના છોકરા અયુબખાને મુંબઈના લશકરને હરાવ્યું (૧૮૮૦) આ વિગ્રહનો અંત આવે તેની અગાઉ લૉર્ડ લીટન ૧૮૮૦ માં ઈંગ્લંડ ગયો.

---

## ૨૧ લૉર્ડ રીપન (૧૮૮૦-૧૮૮૪).

લૉર્ડ રીપન ૧૮૮૦ માં લૉર્ડ લીટન પછી હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. એણે ૧૮૮૧ માં અબદરરેહેમાનખાનને કાબુલનો અમીર કરીને અફ્ઘાન વિગ્રહનો અંત આણ્યો. લડાઈ બંધ પડયા પછી લૉર્ડ

રીપને દેશના અંદરના રાજ્ય કારભારને સુધારવાને ધ્યાન લગાડ્યું. લોર્ડ લીટને દેશી વર્તમાન પત્રો ઉપર કાયદો કાઢી જે જાપ્તો નાખ્યો હતો, તે લોર્ડ રીપને ૧૮૮૨ માં કાઢી નાખ્યો. વળી એણે દેશના વહીવટમાં દેશીઓને ભાગ આપવાને માટે સ્થાનીક સ્વરાજ્યની યોજના ૧૮૮૨ માં બહાર પાડી, જેથી દેશીઓનો એણે ઘણો ચાહા મેળવ્યો. વળી કેળવણીની બાબદમાં પુરતી તપાસ કરવાને એણે એક કમીશન નીમ્યું, અને ગરીબ લોકોમાં મુળ કેળવણીનો વધારે ફેલાવો કરવાની ગોઠવણ કરી. આ ભલો સુબો ૧૮૮૪ માં ઈંગ્લંડ ગયો તે વખતે આખા હિંદુસ્તાનમાં દેશીઓએ એને ઘણું માન આપ્યું.

## ૨૨. લોર્ડ ડફ્રીન (૧૮૮૪—૧૮૮૮).

લોર્ડ રીપન પછી લોર્ડ ડફ્રીન ૧૮૮૪ માં હિંદુસ્તાનનો ગવર્નર જેનરલ થયો. એના વખતમાં બ્રહ્મી લોકો સાથનો ત્રીજો વિગ્રહ થયો. બ્રહ્મ દેશનો રાજા થીબા લોકોપર ઘણો જુલમ પાડતો હતો તે બ્હાને લોર્ડ ડફ્રીને તેની સામે લડાઈ ઉઠાવી, અને તેને ગાદીએથી ઉઠાડી મુકીને બ્રહ્મદેશ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો. હિંદુસ્તાનની સરકારને આ લડાઈમાં અને, રશીઅન લોકોને હિંદુસ્તાનમાં આવતા અટકાવવાને સરહદ મજબુત કરવામાં ઘણો ખરચ થયો, તેથી લોર્ડ ડફ્રીનને હિંદુસ્તાનમાં પાછો ઈન્કમતેકસ (એટલે આવક ઉપર કર) નાખવાની ફરજ પડી. ૧૮૮૮ માં લોર્ડ ડફ્રીન ઈંગ્લંડ ગયો, અને લોર્ડ લેન્સડાઉન ગવર્નર.જેનરલ થયો.



# ભરતખંડમાં મુસલમાન, મરેઠી તથા અંગ્રેજી અમલમાં થયલી લડાઈઓઃ—

| વરસ. ઈ. સ. પૂર્વે. | લડાઈના નામ | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૩૨૭ | જેલમની લડાઇ. | સીકંદર તથા પોરસ રાજાની વચ્ચે. પોરસ હાર્યો. |
| ઈસવી સન. | | |
| ૧૦૨૪ | સોમનાથની લડાઇ. | મહમૂદ ગજનવીએ ગુજરાતના રાજા ભીમને હરાવ્યો. |
| ૧૧૯૧ | થાનેશ્વરની પહેલી લડાઇ. | મહમૂદ ઘોરી અને પૃથુરાજ વચ્ચે. મહમુદ હાર્યો. |
| ૧૧૯૩ | થાનેશ્વરની બીજી લડાઇ. | મહમૂદ ઘોરી તથા પૃથુરાજ વચ્ચે. પૃથુરાજ હાર્યો. |
| ૧૫૨૬ | પાનીપતની પેહેલી લડાઇ. | બાબર તથા ઈબ્રાહીમ લોદી વચ્ચે. ઈબ્રાહીમ હાર્યો. |
| ૧૫૨૭ | ફતેપુર સીકરીની લડાઇ. | બાબર તથા મેવાડના રાણા સંગ વચ્ચે. સંગની હાર થઈ. |
| ૧૫૪૦ | કનોજની લડાઇ. | હુંમાયુની તથા શેરખાંની વચ્ચે. હુંમાયુનો પરાજય થયો. |
| ૧૫૫૬ | પાનીપતની બીજી લડાઇ. | હેમુ તથા બેહેરામખાંની વચ્ચે. હેમુ હાર્યો. |
| ૧૬૫૭ | કાશીની લડાઇ. | દારા અને સુજા વચ્ચે. સુજાની હાર થઈ. |
| ૧૬૫૭ | ઉજ્જણની લડાઇ. | મુરાદ અને ઔરંગજેબે જસવતસીંઘને હરાવ્યો. |
| ૧૬૫૭ | આગ્રાની પેહેલી લડાઇ. | ઔરંગજેબે દારાને હરાવ્યો. |
| ૧૭૧૩ | આગ્રાની બીજી લડાઇ. | જહાંદારશાહ તથા ફરૂખશિયર વચ્ચે. જહાંદારશાહની હાર થઈ. |

| | | |
|---|---|---|
| ૧૭૨૦ | શાહાપૂરની લડાઇ. | સૈયદ અબદલા તથા નીજામની વચ્ચે. સૈયદની હાર થઇ. |
| ૧૭૩૪ | ડભોઇની લડાઇ. | બાજીરાવ પેશ્વા તથા ત્રીંબકરાવ ડાભાડેની વચ્ચે. ડાભાડે હાર્યો. |
| ૧૭૩૬ | ભોપાલની લડાઇ. | બાજીરાવ પેહેલા અને નીજામ વચ્ચે. નીજામ હાર્યો. |
| ૧૭૩૮ | કર્નાલની લડાઇ. | એ લડાઇમાં મુગલાઇ ફોજને નાદીરશાહે હરાવી. |
| ૧૭૪૦ | અંબુરની પેહેલી લડાઇ. | મરેઠા તથા નવાબ દોસ્ત અલીની વચ્ચે. નવાબ રણમાં પડયો. |
| ૧૭૪૮ | સરહિંદની લડાઇ. | એમાં મોગલોએ અહમદશાહ અબદલીને હરાવ્યો. |
| ૧૭૪૯ | અંબુરની બીજી લડાઇ. | દુપ્લે, મુજફરજંગ અને ચંદા સાહેબે અનવારૂદીનને હરાવ્યો. |
| ૧૭૫૧ | આરનીની લડાઇ. | કલાઇવે રાજા સાહેબને હરાવ્યો. |
| ૧૭૫૭ | પ્લેસીની લડાઇ. | કલાવે સિરાજ-ઉદ-દવલાને હરાવ્યો. |
| ૧૭૬૦ | વોંદિવોશની લડાઇ. | કર્નલ કુટે લાલી અને બુસીને હરાવ્યા. |
| ૧૭૬૦ | ઉડગીરની લડાઇ. | સદાશીવરાવ ભાઉ તથા નીજામ સલાબત જંગ વચ્ચે. નીજામ હાર્યો. |
| ૧૭૬૧ | પાનીપતની ત્રીજી લડાઇ. | અહમદશાહ તથા સદાશીવરાવ ભાઉની વચ્ચે. મરેઠા હાર્યા. |
| ૧૭૬૧ | પટણાની લડાઇ. | અંગ્રેજે શાહઆલમને હરાવ્યો. |
| ૧૭૬૩ | ઘેરીઆની લડાઇ. | અંગ્રેજે મીરકાસીમને ઘણી મુશકેલીથી હરાવ્યો. |
| ૧૭૬૪ | બકસરની લડાઇ. | મેજર મનરોએ સુજા દવલાને હરાવ્યો. |
| ૧૭૬૪ | કાલ્પીની લડાઇ. | જેનરલ કરનાકે સુજા દવલાને તથા મરેઠાને હરાવ્યા. |
| ૭૬૭ | ત્રિનોમાલીની લડાઇ. | કર્નલ સ્મિથે નિઝામ તથા હૈદરને હરાવ્યા. |

| વરસ. | લડાઈનાં નામ. | કોની વચ્ચે થઇ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૭૬૭ | ચંગમાની લડાઇ. | કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |
| ૧૭૭૦ | ચેરકુલીની લડાઇ. | માધવરાવ પેશ્વાએ હૈદરને હરાવ્યો. |
| ૧૭૭૫ | આરાસની લડાઇ. | કર્નલ કીતીંગે મરેઠાને હરાવ્યા. |
| ૧૭૮૦ | પોલીલોરની લડાઇ. | હૈદરે કર્નલ બેલીને હરાવી કેદ પકડ્યો. |
| ૧૭૮૧ | પોર્ટોનોવોની લડાઇ. | કુટે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૧ | પોલીલોરની બીજી લ. | કુટે હૈદરને હરાવ્યો. |
| ૧૭૮૧ | શોલીંગરની લડાઇ. | કુટે હૈદરને હરાવ્યો. |
| ૧૭૯૧ | એરિકેરાની લડાઇ. | લોર્ડ કોર્નવાલીસે ટીપુને હરાવ્યો. |
| ૧૭૯૨ | અજમેરની લડાઇ. | સિંધીઆએ હોલકરને હરાવ્યો. |
| ૧૭૯૫ | કુર્દલાની લડાઇ. | મરેઠા તથા નિઝામની વચ્ચે. નિઝામનો પરાજય થયો. |
| ૧૭૯૯ | સદાસીરની લડાઇ | જેનરલ સ્તુઅર્ટે ટીપુને હરાવ્યો. |
| ૧૭૯૯ | માલવેલીની લડાઇ | જેનરલ હેરિસે ટીપુને હરાવ્યો. |
| ૧૭૯૯ | શ્રીરંગપટણની લડાઇ. | ઇંગ્રેજ સાથે લડતાં ટીપુ હાર્યો ને માર્યો ગયો. |
| ૧૮૦૧ | પુણાની લડાઇ. | એમાં જસવંતરાવ હોલ્કરે પેશ્વા તથા સિંધિયાને હરાવ્યા. |
| ૧૮૦૩ | એસેની લડાઇ. | જેનરલ વેલેસ્લીએ દોલતરાવ સીંધ્યા તથા રઘુજી ભોંસ્લેને હરાવ્યા. |
| ૧૮૦૩ | લાસ્વારીની લડાઇ. | લેકે સિંધીઆને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| ૧૮૦૩ | દીલ્હીની લડાઇ. | એમાં જેનરલ લેકે સિંધિયાને હરાવ્યો. |
| ૧૮૦૩ | આગ્રાની લડાઇ. | લેકે મરેઠાને હરાવ્યા. |
| ૧૮૦૩ | આરગામની લડાઇ. | જેનરલ વેલેસ્લીએ મરેઠાને હરાવ્યા. |
| ૧૮૦૪ | દીગગઢની લડાઇ. | ફ્રેજર તથા મોન્સને જસવંતરાવ હોલ્કરને હરાવ્યો. |
| ૧૮૦૪ | ફરકાબાદની લડાઇ. | લોર્ડ લેકે હોલકરને હરાવ્યો. |
| ૧૮૧૬ | મકવાનપુરની લડાઇ. | ઓકતરલોનીએ ગુરખાઓને હરાવ્યા. |
| ૧૮૧૭ | ખડકીની લડાઇ. | એમાં અંગ્રેજે પેશ્વા બાજીરાવ બીજાને હરાવ્યો. |
| ૧૮૧૭ | સીતાબુલ્ડીની લડાઇ. | ઇંગ્રેજે આપા સાહેબને હરાવ્યો. |
| ૧૮૧૭ | મહિદપુરની લડાઇ. | હિસ્લોપ તથા માલ્કમે હોલ્કરને હરાવ્યો. |
| ૧૮૧૮ | કોરેગામની લડાઇ. | ઇંગ્રજે પેશ્વાને હરાવ્યો. |
| ૧૮૧૮ | આશટેની લડાઇ. | ઇંગ્રેજે ગોખલેને હરાવ્યો. |
| ૧૮૨૫ | પ્રોમની લડાઇ. | કેમ્પબેલે બ્રહ્મીફોજને હરાવી. |
| ૧૮૨૬ | પાઘાનની લડાઇ. | કેમ્પબેલે બ્રહ્મીફોજને હરાવી. |
| ૧૮૪૦ | પરવાનની લડાઇ. | જેનરલ સેલે દોસ્તમહમદને હરાવ્યો. |
| ૧૮૪૩ | મીયાનીની લડાઇ. | સર ચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા. |
| ૧૮૪૩ | હૈદ્રાબાદની લડાઇ. | સર ચાર્લ્સ નેપીઅરે સીંધના અમીરોને હરાવ્યા. |
| ૧૮૪૩ | મહારાજપુરની લડાઇ. | સર હ્યુ ગોફે મરેઠાને હરાવ્યા. |

| વરસ. | લડાઈનાં નામ | કોની વચ્ચે થઈ અને કોણ હાર્યો. |
|---|---|---|
| ૧૮૪૩ | પનીઆરની લડાઈ. | જેનરલ ગ્રેએ મરેઠાને હરાવ્યા. |
| ૧૮૪૫ | મુદકીની લડાઈ. | ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૫ | ફિરોજશરની લડાઈ. | ગોફે શીખને હરાવ્યા. |
| ૧૮૪૬ | ખટીવાલની લડાઈ. | શીખફોજે હેરી સ્મીથને હરાવ્યો. |
| ૧૮૪૬ | અલીવાલની લડાઈ. | સર હેરી સ્મિથે શીખને હરાવ્યા. |
| ૧૮૪૬ | સોબ્રાઓનની લડાઈ. | સર હ્યુ ગોફે શીખને હરાવ્યા. |
| ૧૮૪૮ | કીનેરીની લડાઈ. | એડવરડસે મુળરાજને હરાવ્યો. |
| ૧૮૪૮ | સુદુસામની લડાઈ. | એડવરડસે મુળરાજને હરાવ્યો. |
| ૧૮૪૯ | રામનગરની લડાઈ | ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૯ | ચીલીઆનવાલાની લ૦ | ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૪૯ | ગુજરાતની લડાઈ. | ગોફે શીખ લોકોને હરાવ્યા. |
| ૧૮૫૭ | દીલ્લીની લડાઈ. | જેનરલ નીકલસને ખળવા ખોરોને હરાવ્યા. |